# આ ગ્રંથકર્ત્તાનાં પુસ્તકો.

| | |
|---|---|
| કુસુમાવલિ (નોવેલ) (બીજી આવૃત્તિ) | ૧-૮-૦ |
| ઇંદ્રજીત વધ (કાવ્ય) .... .... .... | ૧-૦-૦ |
| સુમનગુચ્છ (કાવ્ય) .... .... .... | ૦-૧૦-૦ |
| અમરસત્ર નાટક.... .... .... .... | ૦-૧૨-૦ |

ઉપરનાં પુસ્તકો નીચે લખેલે ઠેકાણેથી મળશે.

મુંબાઈ—કાલકાદેવી રોડ ઉપર એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની તથા સર્વ બુકસેલરો.

બ્હારગામ—અમદાવાદ, સુરત, રાજકોટ, ભાવનગર વગેરે ગામોના સર્વ પ્રસિદ્ધ બુકસેલરો.

SHRI

# AMARA SATRA.

## A DRAMA IN SEVEN ACTS.

BY

DOLATRÂM KRIPÂRÂM PANDIÂ,

NARIAD.



PRINTED AT JAVAJI DADAJI'S "NIRNAYA-SAGAR" PRESS.

Bombay.



A. D. 1902. SAMVAT 1958.

*Price 12 Annas.*

શ્રી

# અમરસત્ર નાટક.

## સપ્તાહી.

કર્તા,

## દોલતરામ કૃપારામ પંડ્યા.

નડીઆદ.

મુંબાઈ;

"નિર્ણયસાગર" મુદ્રાલયમાં મુદ્રિત.



સને ૧૯૦૨. સંવત ૧૯૫૮.

મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

Perish the impious and profane,
Who, void of reverential fear,
Nor justice nor the laws revere,
Who leave their god for pleasure or for gain!
Who swell by fraud their ill-got store,
Who rob the wretched and the poor!
If vice unpunished virtue's meed obtain,
Who shall refrain the impetuous soul,
The rebel passions who control,
Or wherefore do I lead this Choral train?

SOPHOCLES.

You feel but the one impulse now—oh learn
Never to know the other! in my breast
Alas! two souls dwell-all there is unrest;
Each with the other strives for Mastery,
Each from the other struggles to be free.
One to the fleshly joys the coarse earth yields,
With clumsy tendrils clings, and one would rise
In native power and vindicate the fields,
Its own by birth right—its ancestral skies.

GOETHE'S FAUST.

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दयाभूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥
दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेवच ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥
* * * * * *

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैवआसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ५ ॥
प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ६ ॥
असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ७ ॥
एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ८ ॥
काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तंतेऽशुचिव्रताः ॥ ९ ॥
चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ १० ॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ ११ ॥
* * * * * *

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १२ ॥
त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ १३ ॥
एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ १४ ॥

DEDICATED TO

MAHÂRÂJÂDHIRÂJ MAHÂRÂNÂJI

SHRI SIR WAKHATSINHJI K. C. I. E.

RÂJÂ SÂHEB OF LUNÂWÂḌÂ

AND

**MAHÂRÂJ KUMÂR SHRI RANJITSINHJI,**

HEIR APPARENT,

WITH FEELINGS OF ESTEEM AND GRATITUDE

ON

THE FIRST DAY OF THE ELEVENTH YEAR

OF

HIS SERVICE IN THE STATE

BY

THEIR OBEDIENT SERVANT

THE AUTHOR.

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दयाभूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥
दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेवच ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥
* * * * * *

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैवआसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ५ ॥
प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ६ ॥
असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ७ ॥
एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ८ ॥
काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्ततेऽशुचिव्रताः ॥ ९ ॥
चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ १० ॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ ११ ॥
* * * * * *

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १२ ॥
त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ १३ ॥
एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ १४ ॥

DEDICATED TO

MAHÂRÂJÂDHIRÂJ MAHÂRÂNÂJI

SHRI SIR WAKHATSINHJI K. C. I. E.

RÂJÂ SÂHEB OF LUNÂWÂDÂ

AND

**MAHÂRÂJ KUMÂR SHRI RANJITSINHJI,**

HEIR APPARENT,

WITH FEELINGS OF ESTEEM AND GRATITUDE

ON

THE FIRST DAY OF THE ELEVENTH YEAR

OF

HIS SERVICE IN THE STATE

BY

THEIR OBEDIENT SERVANT

THE AUTHOR.

મહારાજાધિરાજ મહારાણાજી

શ્રી સર વખતસિંહજી કે. સી. આઈ. ઈ.

રાજાસાહેબ, સંસ્થાન લૂણાવાડા,

અને

મહારાજ કુમારશ્રી રણજિતસિંહજી યુવરાજ

એઓને

આ રાજ્યમાં પોતાની નોકરીના અગીયારમા વર્ષને

પેહેલે દિવસે ઉપકારબુદ્ધિથી અને બહુ

માનપૂર્વક કર્તાએ આ નાટક

અર્પણ કર્યું છે.

## આ નાટકનાં પાત્રો.



| | | |
|---|---|---|
| સિદ્ધરાજ... ... | ... અંતઃપ્રસ્થનો ચક્રવર્ત્તિ ભૂપાલ-ભૂપતિ. | |
| માયાવતી ... | ... સિદ્ધરાજની મહારાણી. | |
| સત્યકીર્તિ ... | ... સિદ્ધરાજની પુત્રી. | |
| સત્ત્વવર્મા ... | ... સિદ્ધરાજનો પ્રધાન. | |
| સત્યશાલી ... | ... ભાયાત. | |
| મદનસિંહ ... | ... માયાવતીનો ભાઈ. | માયાવતીના આશ્રિત. |
| અમર્ષકેતુ... ... | ... સેનાપતિ. | |
| મનોરાજ... ... | ... ન્યાયાધીશ. | |
| કૌટિલ્ય ... ... | ... કોટવાળ. | |
| પિશુનમલ્લ ... | ... રાજ્યનો ચાર. | |
| વિહારી, મત્સરધૂમ ... | ... સામંતો. | |
| અમરસત્ર ... | ... સિદ્ધરાજનો મુખ્યમંડળિક. | |
| ધર્મપાળ ... | ... અમરસત્રનો મિત્ર. | |
| સુભદ્રા ... ... | ... ધર્મપાળની સ્ત્રી. | |
| સંધિરાજ ... | ... અમરસત્રનો કાકો. | |
| મેધાવી, કરણદાન ... | ... અમરસત્રના ચાર. | |
| ધનપાળ ... | ... ધર્મપાળનો પિતા. | |
| પ્રેમવતી ... | ... ધર્મપાળની માતા. | |
| વિદ્યાધર ... | ... વિદૂષક. | |
| વિજયસિંહ ... | ... બહિઃપ્રસ્થનો રાજા. | |
| મદલેખા, ચતુરિકા ... | ... ચામરગ્રાહિણી. | |

ચોપદાર, પ્રતિહાર, જાસુસ, બંદીજન, દાસી, સામંતો, પેહેરેગીર, સૈનિકો, સૂત્રધાર, નટી, આદિ.

શ્રી

# અમરસત્ર નાટક.

અંક પેહેલો.

## પ્રસ્તાવના.

(સૂત્રધાર અને નટી પ્રવેશ કરેછે.)

### મંગલાચરણ.

**સૂત્રધાર—** (શાર્દૂલવિક્રીડિત.)

જેણે નશ્વર ક્ષુદ્ર તંતુ અણુથી સ્વચ્છાચ્છ દેહો કર્યા,
ભારે ભૂરિ વિકાર સૂક્ષ્મ તનમાં, સ્થાને, વિયોગી, ધર્યા,
તે ધારો, પ્રતિકૂળ વસ્તુ ઘટતાં, સંસાર આ પાધરો,
"सत्यंज्ञानमनंतब्रह्म" વિપુલા લીલા સલીલા કરો.

**નટી**—જેણે દ્વંદ્વ વિરૂદ્ધ શીલ ગુણમાં સંબદ્ધ સ્નેહે કર્યાં,
ચંદ્રા સૂર્ય પ્રશાન્ત ઉષ્ણ ઉજળાં રાતે પ્રભાતે ધર્યાં,
જેનો પંચ પ્રચંડ સુંદર મહા ભૂતો ધરે આશરો,
તે આકર્ષક સૂત્રધાર, હૃદયો, પાત્રો ઘટાવી, હરો.

(એ રીતે મંગલાચરણ થઈ રહ્યા પછી).

**સૂત્રધાર**—વાહરે, મ્હારી પ્રિયા, તમે તો અત્યારે પણ આ સ્થળે તમારા પતિની સ્તુતિ કરતાં દેખાઓ છો.

**નટી**—પ્રિયતમની સ્તુતિ સર્વ સ્થળે અને સર્વ કાળે યોગ્યજ છે. પરંતુ મ્હેં તો આ જગતરૂપી રંગભૂમિના સૂત્રધારની સ્તુતિ કરી, આપની નહિ.

**સૂત્રધાર**—જો જો, તમારૂં નમતું ન થાય.

**નટી**—તમારા આગળ અમારૂં સદાય નમતું રેહે તે ઠીક.

**સૂત્રધાર**—નમતું રાખીને પણ કરવું છે તો ગમતું, ત્યારે કહોની, આજ શું કરવું છે?

**નટી**—આપ કહો તે, અમે તો આપનાં પાત્ર છીએ, જેમ નચવશો તેમ નાચીશું.

**સૂત્રધાર**—અહો, પ્રસન્ન કરવાની પ્રેમદાની શી શક્તિ! સર્વથા,

(ગીતિ.)

કથા કામિની કવિતા, પ્રસન્ન રાખી કરે સદુપદેશ,
સ્થળ સમય અને શ્રોતા, પરખી ધારે વિચિત્ર બહુ વેશ.

**નટી**—પ્રિયતમ, આપ અમને અધિકાં માન આપો છો.

**સૂત્રધાર**—માનિનીને તો માનજ ઘટે.

**નટી**—અબળાને તો પતિનાં માને માન, પતિનાં ધ્યાન અને પતિનાં ગાન.

**સૂત્રધાર**—પ્રિયે, ત્યારે આજ શું ગાન કરશો? આ સમાજ પ્રસન્ન થાય એવું કંઈ રસિલું ગાન કરો તો કેવું?

**નટી**—સમાજને પ્રસન્ન કરવાનુ તો આપનુ ગજું. અમે તો આપને પ્રસન્ન કરીએ. અમારે તો આપની પ્રસન્નતાએ જગત્‌ની પ્રસન્નતા.

**સૂત્રધાર**—પ્રિયે, એમ કહો તો ભલે, બાકી તમારા વિના અમે સમાજને શું પ્રસન્ન કરી શકીએ? અથવા,

(શિખરિણી વૃત્ત.)

વિના માયા ક્યાંથી, રચત વિભુ આ સૃષ્ટિરચના?
વિના રાધા ક્યાંથી, પ્રણય રસની થાત ઘટના?
વિના સીતા ક્યાંથી, નય ધરમ ને વીર્ય વધતે?
વિના સ્ત્રી સંસારે, ઘટિત કૃતિ એકે નવ થતે.

**નટી**—યથાર્થ કહો છો, પ્રાણનાથ, કર્ત્તા આપ, અમે તો નિમિત્ત માત્ર.

**સૂત્રધાર**—મધુરભાષિણી પ્રિયાની ચાટૂક્તિ અપ્રતીમ જણાય છે.

**નટી**—તેનો યશ પણ આપને છે.

**સૂત્રધાર**—વારૂ, પ્રથમ મહાભૂત આકાશની તન્માત્રા જે મધુર શબ્દ તે પ્રેમદાની જિવ્હાગ્રે મુકવામાં સર્વથા સરસ્વતીએ સ્વજાતિનો પક્ષપાત કર્યો છે. તો,

(ગીતિ.)

ચંદુલશી વાણીથી, મીઠી, મ્હારા હૃદયતણી રાણી,
મન હરવામાં કુશલા, પ્રસન્ન સહુને કરો સખી શાણી.

**નટી**—પ્રાણેશ્વર, મન-હરણ તો આપનુ કર્ત્તવ્ય છે. તથાપિ આપની આજ્ઞા છે તો કહો, શા વિષય ઉપર ગાન કરૂં?

**સૂત્રધાર**—પ્રિયે, જાણતાં નથી કે આજે હેમંતોત્સવ છે? તો સર્વ પ્રાણીમાત્રને પ્રસન્ન કરનાર હેમંતરાજનુ વર્ણન કરો.

**નટી**—જેમ આજ્ઞા. (ગાયછે.)

(હીંડિ.)

ભદ્ર વદનવાળી રાજતી દીવાળી,
વલ્લિરસમયી, સુંવાળી મુગ્ધબાળી,
તમસ, રજસ, મદન, લાજ મુંકી ઘેરે,
તદપિ સાચવે સ્વભાવ રૂડી પેરે; ૧
અવર સ્નેહ તજિ રમા પૂજે ધનેશ,
સતી ધર્મને છકે જણાય એશ,
શિશિર સર્પ-દર્પને ઉતારવાને,
બળે ગુપ્ત અધીર અગ્નિ સુઘડ વાને; ૨
અમર આ સમે સુષુપ્તિ ઘોર છાંડે,
ભ્રમર પુષ્પકલિની સાથ યુદ્ધ માંડે,
મથે કુમુદ-લાજ કાજ નિશાચારી,
તેને ફેડતો સહસ્ત્રરશ્મિધારી; ૩
મત્ત દર્ભકંટકોની ગહન જાલ,
તેના બંધને પડેલ સ્થળ-મૃણાલ,
થતાં મુક્ત ધીર સત્ત્વના પ્રતાપે,
અસ્ત થાય છે અગસ્ત પુષ્પ આપે; ૪
ચિત્તહારી બહુ હઝારી ઊભરાય,
સુવાસી સુમનને દબાવવા સુહાય,
તદપિ વર્જ્ય ને વિશીર્ણ કરે માળી,
ગૂલદાવડીને વિજય-ધ્વજા આલી; ૫
નૂતન રસ ધરે રસિક આમ્રરાય,
તેને માધવી સકોમળા વીંટાય,
કહે દંપતી સદૈવ આમ રહેજો,
ધર્મ અર્થ કામ મોક્ષ સુફલ લેજો; ૬
વાદળ ખટ થતાં તિમિર-ઘટા ભ્રષ્ટ,
સુખે નિર્ગમે સુકર્મા પ્રહર અષ્ટ,

કરે અમલ સારસાં અભગ્ન લગ્ન,
ભલે રહો જલાશયે સદૈવ મગ્ન. ૭

**સૂત્રધાર**—વાહ વાહ, ગાન તો અનુપમ છે. પરંતુ પ્રિયા, આ શ્લેપ ક્યાંથી શિખ્યાં?

**નટી**—આશ્લેષ તો શિખી આપનાથી.

**સૂત્રધાર**—(મંદ હસીને) પ્રિયે, જનસમૂહમાં આશ્લેષની વાત નથી પુછતો, પણ હું તો આપના ગાનમાં શ્લેષ રહ્યો છે તેની વાત પુછુંછું.

**નટી**—તે પણ આપનાથી.

**સૂત્રધાર**—કેવી રીતે?

**નટી**—જે વિશુદ્ધ પ્રણયે આશ્લેષ શિખવ્યો, તેણેજ શ્લેષ શિખવ્યો.

**સૂત્રધાર**—અહો! પ્રણયવિદ્યા સ્ત્રીઓમાં સ્વાભાવિકીજ છે; નહિ તો આ મ્હારી કુલવધૂને કોણે સૂચવ્યું હતું કે હેમંતવર્ણન સાથે આજના પ્રકરણની પૂર્વ છાયા પણ ધ્વનિત કરવી? સર્વથા પતિના હિતાર્થે સ્ત્રીઓના વિચિત્ર પ્રયોગ હોય છે. શું અલૌકિક ગાન!

**નટી**—પ્રેમની આંખોએ દોષ દેખાતા નથી.

**સૂત્રધાર**—પ્રિયે, એ પણ ખરૂં.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

કુબ્જા માલણ અષ્ટવક્ર પણ ના દોષો દિઠા માધવે,
વેશ્યામાં ગુણ બીલ્વમંગળ જુએ સત્પ્રીતિને ગૌરવે,
બાળા છેક ઉષા છતાં પ્રણયથી રૂહે રક્ત જો ધૌપતિ,
પ્રૌઢા તું ગુણરૂપથી અનુપ છે શો દોષ કા'હું રતિ?

**નટી**—પાત્રને ઉત્તેજવા અથવા તેનો સભાક્ષોભ મટાડવા આપ સરખા ચતુર સૂત્રધાર સ્તુતિ કરેછે ને કરાવે છે. પરંતુ તેથી સુજ્ઞજનોનુ મન રંજન થયું તેનો શો પુરાવ?

**સૂત્રધાર**—પ્રત્યક્ષ વાતનો પુરાવ શો? સ્પષ્ટ જણાય છે કે— (નટી સામે હાથ કરી).

(ગીતિ.)

આ ગાયકલક્ષ્મીએ પરવશ કીધા સમાજના કાન,

(પડદો ઉઘડે છે, ને સુભદ્રા અગાશીમાં ઉભેલી દેખાય છે. તેના સામે હાથ કરી.)

આ રતિલક્ષ્મી ભદ્રા ખેંચી લે જ્યમ અમરસત્ર ધ્યાન.

(બન્નેજણ જાય છે.)

**પ્રસ્તાવના સમાપ્ત.**

# અમરસત્ર.

## પ્રથમ અંક

### સ્થલ, અંતઃપ્રસ્થનો રાજ્યમાર્ગ.

(અમરસત્ર અને વિદ્યાધર પ્રવેશ કરે છે.)

**અમરસત્ર**—વયસ્ય, કયે સ્થળે આવ્યા?

**વિદ્યાધર**—(આગળ પાછળ જોઈને) ધનપાળ શેઠનાં ઘરાં આગળ.

**અમરસત્ર**—(કાંઇ સાંભળતો હોય એમ દેખાડી.) વિદ્યાધર! સાંભળ, કોઈ આર્ત્ત સ્ત્રીનો સ્વર જણાય છે. (બંન્નેજણ સાંભળેછે.)

**સુભદ્રા**—

(પદ)

કૃપા કરો ઘનશ્યામ, મુજપર, કૃપા કરો ઘનશ્યામ,
નહિ વિલંબનુ કામ, મુજપર. ટેક.
અધમ જનની અધમ કૃતિથી, ભ્રષ્ટ થયું આ ગ્રામ, મુજપર. ૧
પરાધીન બની નિજ ઘરમાં, ના રહેતાં રજ ઠામ, મુજપર. ૨
નિશચર નીશો કરી નિશામાં, કરી ગયો આ કામ, મુજપર. ૩
વિજય આપે કામીને ક્યમ? પ્રભો, થઈ નિષ્કામ, મુજપર. ૪
દ્રુપદતનયા કાજે આવ્યા, સ્મરણ કરતાં નામ, મુજપર. ૫
સીતાને પણ રાક્ષસગણથી, કીધી રક્ષિત રામ, મુજપર. ૬
સાવિત્રીને કાજ પડાવ્યા, યમના નિયમ તમામ, મુજપર. ૭
એ સતીઓના ગુણ નથી પણ, સેવું છું ગુણગ્રામ, મુજપર. ૮
ત્હારી અને નિજ વરની કરૂછું, ભક્તિ આઠે યામ, મુજપર. ૯
મન વચન ને કર્મે કરૂછું, સતત સુકૃતિ તમામ, મુજપર. ૧૦
વાંક કેટલા અબળા જનના, વામાની કૃતિ વામ, મુજપર. ૧૧
આ સ્થળ સમયે કોઈ નથી મુજ, કેવળ ત્હારી હામ, મુજપર. ૧૨
સાચવવાને શિયળ વ્રતને, સત્વર આવો આમ, મુજપર. ૧૩
બ્હીલી વિયોગિની બ્હારે આવી, રાખો જગમાં નામ, મુજપર. ૧૪
દુષ્ટ ભ્રષ્ટ કરી આપો ધીરને, સુમતિને આરામ, મુજપર. ૧૫
સત્ત્વ સત્ય ને શૌર્ય ધર્મનો, કરો વિજય સુખધામ, મુજપર. ૧૬

ન્યાય દયા ને નીતિ પ્રીતથી, ચાલો રાજ્ય-દમામ, મુજપર. ૧૭
સત્યકીર્ત્તિ નિજ કરો, દઇને, વ્યથિતને વિશ્રામ, મુજપર. ૧૮
ધર્મ સુભદ્રા યોગ કરાવા, અમર આળસ વામ. મુજપર. ૧૯

**વિદ્યાધર**—વયસ્ય, આ તમને કહ્યું હો, હજીએ આળસ રહ્યું હોય તો વામી નાખો, નહિ તો ગવાશો ઘેરે ઘેર.

**અમરસત્ર**—લે હવે જવા દે ટોળ, સાંભળ આગળ શું કેહે છે.

**સુભદ્રા**—અરે રે, હવે શું થશે? પતિનો વિયોગ, દુષ્ટનો સંપર્ક, અને અસહાય અબળા! અથવા શું કરવાની આ વિભૂતિ, જ્યારે પાપીના છળ બળથી ધર્મપત્નિ પણ પરાધીન થઈ?

**અમરસત્ર**—ખરૂંજ કેહેછે. સતીને તો,

( શિખરિણી વૃત્ત. )

સ્મશાને કે રાને, વસતિ કરવી, ઘોર જનમાં,
નિરન્ના નિઃસ્નેહા, જલ રહિત, કિંવા, વિજનમાં,
અતિ શ્લાઘ્યા લાગે, શિયળ વ્રત જો નિશ્ચલ રહે,
ન હર્મ્યો ના રંગો, કુમતિ શઠ સંગે, પણ સહે.

**સુભદ્રા**—અહો, નિર્મળ તેજોમય તારકા,

( વસંતતિલકા. )

જાતે થઈ પુનિત, કુત્સિત ગ્રામ કેરૂ,
છોડી વિવેક, કયમ છત્ર બનો અનેરૂ?
લૂટાય જ્યાં યુવતિનાં વપુ ધર્મ લાજ,
ત્યાં ના રહે સતત સજ્જનનો સમાજ.

પણ ત્યારે મ્હારા શૃંગારના તારક, મ્હારા હૃદયના હાર, મ્હારા પ્રાણેશ્વર, ડાહ્યા થઈ શામાટે આ દુષ્ટ નગરનો ત્યાગ નથી કરતા? નથી જાણતા કે,

( પદ. )

કુટિલ જનનુ રાજ, અધમ આ, કુટિલ જનનુ રાજ,
ઉદાસીને શિર તાજ, અધમ૦ ટેક
કામ ક્રોધ મત્સર બહુ ચેલ્યા, લેશ મળે નહિ લાજ, અધમ૦ ૧
પરધન પરસ્ત્રી ઉપર ફરતા, જાણે શકરાબાજ. અધમ૦ ૨

કામદુધા નિજ પ્રજાને પણ, શોષે દુષ્ટ સમાજ, અધમ૦ ૩
પાપે રાચે ધર્મે લાજે, એવો ઉલટ રિવાજ, અધમ૦ ૪
રમત કાજ દિન રાત કરે શઠ, પરપીડાનુ કાજ, અધમ૦ ૫
આમ સુજસમી કેટલીની, હશે લૂટાતી લાજ, અધમ૦ ૬
હાય, હાય, શો ગજબ વરતે, આવી હવે હું વાજ, અધમ૦ ૭

( એટલું ગાઈ છાતી ઉપર એક હાથ મુકી આંખમાં આંસુ આણી ટગુમગુ જોઇ રેહેછે.)

**અમરસત્ર**—શું ખોટું કેહે છે?

**વિદ્યાધર**—શું સાચું કેહે છે?

**અમરસત્ર**—સાચું નહિ ત્યારે જુઠું? આ નગરમાં અધર્મ કેટલો બળવાન થયો છે?

**વિદ્યાધર**—બળવાનમાંથી ધર્મ જાય, ત્યારે અધર્મી બળવાન થાય.

**અમરસત્ર**—ત્યારે શું બળવાન ધર્મવિહીન થયા?

**વિદ્યાધર**—એમ ન હોય તો મધ્યરાત્રીએ પારકાં ગુહ્ય સાંભળવાને બળનુ અભિમાન ધરાવનાર આપ પોતે આમ નીકળોજ કેમ?

**અમરસત્ર**—વયસ્ય, હું કંઈ દુષ્ટ વિચારથી નગરચર્ચા જોવા નથી નીકળ્યો, પરોપકારનેજ માટે.

**વિદ્યાધર**—તે પરોપકાર દિવસે નહિ થતા હોય?

**અમરસત્ર**—પણ દિવસે યથાર્થ વાત જણાય કેમ?

**વિદ્યાધર**—જેને ધોળે દહાડે ન જણાયું તે રાત્રે શું જોનાર છે?

**અમરસત્ર**—ચુપ, સાંભળ, શું ગાય છે.

**સુભદ્રા**—( વિચાર કરીને )

( પદ )

પડી પેટની વેઠ, સરવને, પડી પેટની વેઠ,
બીજું એથી હેઠ, સરવને, ટેક.
નૃપ પ્રધાન ગરીબ તવંગર, મજુર ચાકર શેઠ, સરવને. ૧
યોગી ને સન્યાસી વિલાસી, કરે પેટનો વેત, સરવને. ૨
અવર ઋણનો કરી ઉધારો, દેવી પેટને ભેટ, સરવને. ૩
અવર પીઠ હત પેટ બદલ તો, સુનીતિ ચાલત એઠ, સરવને ૪

**અમરસત્ર**—વાહવા, મરદને બે પાસ પીઠ હત તો સહનશક્તિ તો સારી રેહેત.

**વિદ્યાધર**—પણ ભોજનની ગમત જાત તે?

**અમરસત્ર**—ખાઉકર ભાઈ બોલ્યા, જ્યાં ત્યાં ભોજનની વાત.

**વિદ્યાધર**—તમારી પેઠે પીઠ દેખાડવાની તો વાત નથી?

**અમરસત્ર**—શું બોલ્યો? હું પીઠ દેખાડનાર? હું? કોણ કેહેનાર છે એવું અસત્ય વચન?

**વિદ્યાધર**—આપ પોતેજ.

**અમરસત્ર**—(આશ્ચર્ય પામીને) હું? કેવી રીતે?

**વિદ્યાધર**—બે પાસ પીઠ હોય ત્યારે દુષ્મન એક પાસની તો જુવે કે નહિ?

**અમરસત્ર**—એ તો ખરૂં. એક પાસ પેટ પણ જોઇએ.

**વિદ્યાધર**—અને પેટને ભોજન પણ જોઈએ.

**અમરસત્ર**—પણ જો પેલી શું બોલે છે? જરા પાસે જઈ સાંભળીએ,

(એમ કહી વિદ્યાધર સાથે જરા પાસે જાય છે.)

**સુભદ્રા**—અથવા પેટને પણ કાં વગોવવું? પેટ તો પવનભક્ષણ કરીને પણ દેહને પોષે છે. પરંતુ આ તો મિથ્યા અભિમાન અને ક્ષણિક વૈભવને માટે વલખાં છે.

**વિદ્યાધર**—યથાર્થ છે.

(ગીતિ.)

કાલ અનંત અનાદિ, જીવિત જનનાં ક્ષણિક ભગ્નપ્રાય,
મ્હારૂ મ્હારૂ કરતાં, પામર ભવસિંધુમાં ડુબી જાય.

**સુભદ્રા**—ત્યારે આજે પ્રાણનાથને પેહેલવેહેલુ એજ કેહેવાની કે રામસીતા પેઠે, પર્ણકૂટીમાં ફલાહાર કરી રેહેવું સારૂ, પણ રાહુથી ગ્રસ્ત થએલા સૂર્ય ચંદ્રની છાયાથી દૂષિત થએલી પૃથ્વીની પેઠે આ પુરીનો તો તત્કાલ ત્યાગ કરવો. પણ એ કેમ ન આવ્યા? વાર તો બહુ થઈ, આટલી વાર તો એમણે કોઈ દિવસ કરી નથી. મને તો એક ઘડીએ સૂની મુંકવી ગમતી નથી. લાવ જોઉં, કંઈ દેખાય છે?

(એમ કહી જુએ છે,)

**વિદ્યાધર**—અહો! સ્ત્રીઓની ભોળપ?

(ઉપજાતિ.)

પોતે પિતાના ઘરને તજીને,
રક્તા સદા રૂહે પતિને ભજીને,
હશેજ તેવી રતિ નાથકેરી,
સ્ત્રીઓતણી આ ભ્રમણા અનેરી.

**સુભદ્રા**—અરેરે! આતો કંઈ જણાતું નથી.

(અંગુઠા અને હડપચી વચ્ચે આંગળી રાખીને)

કેમ વારૂ, એ ન આવ્યા? અથવા મ્હારા ધૈર્યની પરીક્ષા કરવા આ યુક્તિ તો નહિ રચી હોય—મ્હારા સ્વામીએ? ખરે! એમજ હશે. હું દુઃખમાં ધીરજ રાખવાનુ રોજ અભિમાન કરતી હતી, તે નાણી જોવાને આ છળ એ કપટીએ રચ્યો છે. માટે કલ્પિત ભયમાં હડભડી ગયેલીનુ ઉપહાસ થતા પેહેલાં, લાવને, હુંજ એમને આટલામાં કંઈ ભરાયા હોય તો ખોળી ક્હાડું.

(એમ કહી ચારે પાસ જુએ છે, અને છેવટ દાદર તરફ જોઈ)

હા! ધિક્, હા! કષ્ટ, સર્વથા આ પતિનો પ્રણયછળ નથી, પણ પાપી મદનનુ વિષય બળ છે. ત્યારે પુછી જોઉ આ પેહેરેગીરોને? પુછાય પણ કેમ?

ગીતિ.

સંશયને ચગડોળે, ચ્હડતાં ઉડી ભલે જતા પ્રાણ,
પણ લંપટના દૂતો, સાથે વદવા ક'ડાય નહિ વાણ,
મદનપાળના પદસમ, વહી જશે આ વિપત્તિનો કાળ,
પણ પરજન ભાષણનુ, ચ્હડયું ઉતરે કદાપિ નહિ આળ.

ત્યારે હવે પતિનુ સ્મરણ કરતી બેસું તો કેવું? ઈશ્વર કરે તે સારાનેજ માટે. પણ જોઉં જોઇએ, ફરી કંઇ જણાય છે?

(જુએ છે.)

અરે! પેલી કોની ગાડી? હાં, હાં, એ તો સસરાજી આવે છે. હાશ! હવે નીરાંત વળી. પણ તમે તો લેતા જાઓ, હરામખોરો, હવે તમારી વાત છે. કેહેવા ધો હવે મ્હારૂં સઘળું વીતક. આ ગાડી ધીમી પડી.

પણ ખરે, મ્હારે આમ શામાટે ક્રોધ જોઈએ ? મુઆ, પાપી છો પાપે લેવાતા. બાકી ચળથી પણ વધારે ચળ એવી લક્ષ્મી ઉપર સદાનો વિજય પામનાર સસરાજીને હું આ વાત કહું તો કેવી અવદશા થાય આ પાપીઓની ? પણ હું તો,

( ગીતિ. )

મ્હોટા ઘરની આવી, મ્હોટે ઘર ત્યાં રખાયે નહિ વેર,
હલકાં સાથે હલકાં, થાવામાં "જે" નથી પ્રભુ ઘેર.

માટે પર્યંક પર બેશી સ્નેહથી મંદ પડતા પણ ઉછળતા તરંગોની પેઠે હૃદયમાં ઉછળતા વિકારોને અંતરના સ્નેહથી જરા શાન્ત કરી પ્રાણનાથને પ્રસન્ન કરવા તત્પર થાઉં. સસરાજી આવ્યા તો પોતે પણ આવશે, અને દિવસના વ્યાપારથી કંટાળી આટલી રાત્રીએ આવતા નાથને પણ હું તો, આ વાત કહી, શોકગ્રસ્ત કરવાની નથી.

( એમ કહી અંદર જાય છે. ધનપાળ શેઠ ગાડીએથી ઉતરે છે, અને પોતાના ઘરમાં પેસતાં, સામા દીકરાના ઘર આગળ પેહેરેગીર જુએ છે, ત્યાં આવે છે. )

**ધનપાળ**—અલ્યા, કોણ છો તમે ? કેમ અહીં મ્હારા ઘર આગળ આવ્યા છો ?

**કૌટિલ્ય**—( દૂરથી પાસે આવીને ) તમારૂં ઘર ! તમારૂ ઘર ક્યાંથી ? કંઈ તમારા બાપ લેઈને આવ્યા હતા ?

**ધનપાળ**—( ક્રોધથી ) કૌટિલ્ય ! તું શું બોલે છે ? ઓળખતો નથી મને ? જાણુછ કે આ કોનુ ઘર ?

**કૌટિલ્ય**—( બે દરકારીથી ઈષત્ હાસ્ય કરીને ) ઓળખ્યા, ઓળખ્યા તમને, ધનપાળ શેઠ, શું ઓળખવાનુ હતું ! પડો તમારે રસ્તે.

**ધનપાળ**—( પગ પછાડીને ) અલ્યા, કૌટિલ્ય, આમ કેમ ફાટયો છે ? જાણુછ કે તાલકું તુટી જશે ? હમણે મ્હારા મિત્ર સેનાપતિ અમર્ષકેતુને કે મહારાજા મદનસિંહને કેહેવડાવીશ તો ત્હારા બાર વાગી જશે, માટે વિચારીને બોલ.

**કૌટિલ્ય**—અરે પેહેરેગીર, લગાઓ બે ત્રણ સોટા આ શેઠને. ચંદ્ર જેવી રૂપાળી ઓરતોને ઘરમાં ઘાલી મહારાજા મદનસિંહની આંખમાં ધૂળ નાખી, તેમની મદદ લેવી છે ? શેઠ, જગત્ છેતરી ધન ભેગું કર્યું, પણ હવે જોઇ લ્યો તમાસો.

**પેહેરેગીર**—( છોભીલા પડેલા ધનપાળને જરા આઘો ખસેડી ) શેઠ, શું કરવા તકરાર કરો છો? અમે તો ચિઠીના ચાકર. મહારાજા મદનસિંહની આજ્ઞાથી અમે તો બેઠા છીએ, તેમની આજ્ઞા લાવો એટલે અમે ચાલ્યા જઈએ.

**ધનપાળ**—પેહેરેગીર! જરા વિચારીને બોલો. મહારાજા મદનસિંહ વહાલમાં વિરોધ કરે નહિ, અને કરે તો ચાલે નહિ.

**કૌટિલ્ય**—ભલે, જુઓ ચાલે છે કે નહિ.

**ધનપાળ**—જોઉં મ્હારા ઘરમાં પેસતાં મને કોણ અટકાવે છે?

( એમ કહી ઘરમાં પેસવા જાયછે. એટલે કૌટિલ્ય "હમ્" એટલુ બોલી જોરથી ધક્કો મારે છે, અને ધનપાળ પડી જાયછે અને પાઘડી આઘી પડે છે. તે ઉઠતો ઉઠતો અને પાઘડી લેઇ ખંખેરતો ખંખેરતો, )

ત્હારૂં સત્યાનાશ જાય રે. બોલાવવા દે મ્હારા માણસોને.

**પેહેરેગીર**—અરે, ભલા આદમી, આપણા હાથથી આપણી ફજેતી કરવામાં શો ફાયદો છે? સાંભળો, તમારા દીકરાની વહુને મહારાજા મદનસિંહ સાથે રંગ લાગ્યો છે તે કોઇ શું કરે?

**ધનપાળ**—હેં હેં હેં! મ્હારી વહુ? પતિવ્રતા! શું કહો છો તમે? મદનસિંહનો મ્હારી વહુને રંગ? શું બોલો છો? પ્રભુથી તો જરા ડરો. મ્હારી કુલવધૂ પરપુરૂષ સાથે? પેહેરેગીર, એક પગ ચિતામાં છે તોએ હવે તો સાચું રડો.

**પેહેરેગીર**—ભલા આદમી, અમારે જુઠું બોલવાનુ શું કામ છે? એટલું તો વિચારો કે મહારાજા મદનસિંહની આજ્ઞા ન હોય તો અમારાથી એમનુ નામ દેવાય?

**ધનપાળ**—મ્હારો દોસ્ત થઈને મદનસિંહ મ્હારા ઘરની લાજ લૂટે, એમ બનેજ કેમ?

**કૌટિલ્ય**—જેમ મદનસિંહના દોસ્ત થઈ તમે તેમનુ ધન લૂટયું તેમ.

**ધનપાળ**—તમે જુઠા છો, અને હું તમારી વાત માનતો નથી.

**પેહેરેગીર**—ભલે, અમે જુઠું બોલીએ છીએ, એમ તમને લાગ્યું તો પુછો આ સહુ જતા આવતા લોકોને. ખરૂં કહુછું કે તમારા દીકરાની વહુ મેનાની પેઠે ગાતી હતી–જાણે ખીજી કોયલ–તે તમને જોઇને બંધ રહી ગઈ.

**બીજા સઘળા**—સાચી વાત, રાંડનો શો ભરોંસો?

**ધનપાળ**—(પડતો પડતો થાંભલે અટકી રહી) અરે! આ તે શાણું કે સાચું? અથવા કુલવધૂ ઉપર સર્વથા બલાત્કાર થયો.

(પેહેરેગીર તથા કૌટિલ્યે કાનમાં વાત કરીને,)

**પેહેરેગીર**—જુઓ શેઠ, કંઈ બલાત્કાર થયો નથી, બધું પોતાની ખુશીથી બન્યું છે. હવે ચાલ્યા જાઓ, બલાત્કાર હોય તો ગીતાં ન ગવાય.

**ધનપાળ**—ભાઈ, જે કહો છો તે ખરૂં હોય, અને બલાત્કાર નજ થયો હોય તો કરવા દ્યો એક વેળા મને એની સાથે વાત, અને પછી હું બોલ્યા ચાલ્યા વિના જઈશ.

**કૌટિલ્ય**—ઠગ, મહારાજા મદનસિંહની રમણી સાથે વાત કરનાર તું કોણ?

**ધનપાળ**—(ધૈર્યથી) ભલા આદમી, સાથે બેઠા ઉઠ્યાની તો શરમ રાખો, આપણે એક બીજા વિના ચાલે તેમ છે કે આમ તકરાર કરો છો? એમ છતાં તમને રાજી કરીશ. માટે એકવેળા એ કુલવધૂને મળ—

**કૌટિલ્ય**—બસ, શું જુઓ છો, ક્હાડો તેને અહીંથી. શું અમે ત્હારી પેઠે ધનના ભૂખ્યા છીએ?

(પેહેરેગીરો તુટી પડે છે, અને ધનપાળને ધકાટે છે તથા ખસેડે છે.)

**ધનપાળ**—મ્હારૂં સાંભળો તો ખરા, એક વાત–

(પેલા લોકો ખસેડે છે. આ જોઈને અમરસત્ર સક્રોધ મ્યાનમાંથી તરવાર ખેંચીને આગળ ધપે છે, ને વિદ્યાધર તેને અટકાવે છે.)

**વિદ્યાધર**—ધીરજ રાખો, પૃથ્વીનાથ, ધીરજ રાખો.

(હાથ પકડેછે.)

**અમરસત્ર**—છોડ, વિદ્યાધર, છોડ, બીજી વાત નહિ. પાપી ઉપર પ્રહાર એજ આજનુ કર્ત્તવ્ય.

**વિદ્યાધર**—(હાથ જોરથી ઝાલીને), કૃપાનાથ આ ક્રોધ શો? શું કરવા આટલું બધું?

**અમરસત્ર**—શું કરવા? શું કરવા તે પિતાના પ્રધાનની વ્હારે ચ્હડવા. ખસ, છોડ હાથ.

**વિદ્યાધર**—તે વ્હાર આમ થશે? મહારાજા ગજસિંહના કુલદીપક આમ ચંચળ થશે? ધૈર્યમાંથી અધૈર્યની પ્રસૂતિ?

**અમરસત્ર**—(જરા ટાં'ડો પડીને) પણ તું જાણે છે કે આ તો આપણીજ લાજ જવા બેઠી છે? ધનપાળનો તિરસ્કાર અને તેની કુલવધૂનો શિયળભંગ, અને તે બધું હું છતાં? મ્હારા દેખતાં? હા ધિક્, ત્હારા જેવા ભણેલા ભટના સંગથી મ્હારે હાથ પગ બાંધી ટગુમગુ જોઈ જીવતાંજ મરણ સેવવાનું.

**વિદ્યાધર**— શું કરવા?

**અમરસત્ર**— શું કરવા તે આવો અનર્થ થયા છતાં મ્હારાથી ધર્મરક્ષણ ન થાય, અને તેથી અકીર્તિ થાય તે મ્હારાથી કેમ સહન થાય?

**વિદ્યાધર**—સર્વ શક્તિમાન ઈશ્વર સમક્ષ તો આવા અને આથી પણ ઘોર પ્રસંગ નિરંતર બને છે, તે છતાં ઇશ્વિર તે સહન કરેછે. તેથી પણ આપ વધારે થઈ ગયા?

**અમરસત્ર**—પણ ઇશ્વિર તો પાપનો ઘડો ભરાવા દેછે.

**વિદ્યાધર**—ત્યારે આપ પણ ભરાવા ઘો.

**અમરસત્ર**—પણ તેટલામાં કંઈ અનર્થ થયો તો?

**વિદ્યાધર**—ત્યારે આપણે ધીમે રહી તપાસ કરીએ.

**અમરસત્ર**—તે કરો, હવણેજ, ચાલો.

**વિદ્યાધર**—આપ અહીં રહો. મ્હારા સમ ત્યાં આવો તો, હું ખબર લાવું છું.

**અમરસત્ર**—જા, વેહેલો જઈને આવ.

(વિદ્યાધર જાય છે.)

(રોળાવૃત્ત.)

મારૂં મરૂં પણ થવા દઉ ના અનર્થ,
જાતાં સુકીર્તિ સહુ જીવિત થાય વ્યર્થ,
હું જીવતાં અમર નામનુ મૃત્યુ થાય,
જો સુંદરી-શિયળ-રક્ષણ ના કરાય. ૧
આચારભ્રષ્ટ જનમંડળ જ્યાં અનાર્ય,
સ્વાર્થે પરોપકૃતિનું નહિ થાય કાર્ય,
જ્યાં ધર્મ નર્મ પડતાં કુડ કર્મ થાય,
તે લોક ગાડરસમો પર-ભક્ષ્ય થાય. ૨
આવી અનેક અબળા સરલાની લાજ,
નિઃશંક લે મદન મસ્ત વિકારરાજ,
તેને ઘટે શરપ્રહાર હઝાર વાર,
હા હંત, નાગરિકવીર, જરા વિચાર. ૩

અહો! શો કોપ! રાજ્યધાનીમાં સંભાવિત ગૃહસ્થની રામા, રમા અને મંદિરને પોતાનાં કરી લેતા આ નિશાચરો ગ્રામમાં કેવો કેર વર્ત્તાવતા હશે? સર્વથા

( શિખરિણી )

જતાં નારીમાંથી શિયળ નય ને પ્રીતિ મમતા,
જતાં વીરોમાંથી બિરદ જળ ને સત્ય હઠતા,
જતાં પૃથ્વીમાંથી નિયમ દૃઢતા સૌહૃદ દયા,
ગયાં દુષ્ટો પાસે સકલ જય સત્તા યશ મયા.

ભલી રાજ્યશ્રી, તને કોઈએ ન જડયું? જ્યારે જવુંજ હતું ત્યારે તો,

( શિખરિણી )

'જવું'તું,રે ભુંડી, જડ ભરત ગોપાલ ઘરમાં,
જવું'તું,રે મૂર્ખી, પતિત હત કંગાલ કુલમાં,
જવું'તું,રે ઘેલી, વિષધર શિરે ચાપલ ધરી,
(પણ) તજી સાચા શૂરા, અધમ જનને શું જઈ વરી?'

અરેરે,

( સોરઠા )

જનમંડળપ્રતિપાળ, લાડીલા ઈશ્વરતણા,
ત્હેં કીધા બેહાલ, ચપલા ભેટી શત્રુને, ૧
યશરૂપી કુલપુત્ર, પ્હેલે ખોળે દેખતી,
તે છોડયું ઘરસૂત્ર, "પ્રમદાની મતિ પાનીએ." ૨

ત્યારે એવી ચપલા ઉપર સુજ્ઞને મોહ પણ કેવો? અથવા એવી વ્યભિચારિણીને પાછી ઘરમાં ઘાલી સાચવવા કરતાં આવી કુલદીપિકાના રક્ષણમાંજ તત્પરતા રાખવી એમાં કેટલી હિતપરંપરા? વિદ્યાધરે તો ના કહી છે, પણ ચાલને, આઠ દશેક દેડકાંને મસળી નાંખુ–પણ–ના–મહારાજાધિરાજ ગજાસિંહના અવસાન પછી પ્રથમ કાર્યમાં દેડકાંજ મસળવાનાં રહ્યાં કે? નહિ નહિ, "મારવો તો હસ્તિ ને લૂટવો તો ભંડાર." તો આવોયે અવસર ફરી ફરીને કયાં મળનાર છે? આ સતીને અમરતુજ રક્ષણ ઘટે, આ અસિને મદનતુજ ભક્ષણ ઘટે. હૃદય, ધૈર્યધર. પણે પેલો વિદ્યાધર એ ટોળામાંથી આમતેમ દોડતો દોડતો હાંફલો ફાંફલો આવે છે. લાવ આગળ જઇને એને મળું.

( જરા આગળ ધપે છે. )

**સુભદ્રા**—(બહાર આવી) અરે! આ તો મધ્યરાત્રી જવા આવી,

હજી પણ પ્રાણનાથ તો આવ્યા નહિ. શું મ્હારી પેઠે તેમને પણ પરાધીન કર્યા હશે? એમ તો બનેજ નહિ. સિંહને કોણ પકડી શકે એમ છે? ત્યારે મને વિસારીને એ ક્યાં ગયા હશે, આટલી રાતે?

( પદ )

ભૂલો ક્યમ ભગવાન, પ્રિયવધૂ, ભૂલો ક્યમ ભગવાન;
ભૂલી હું સહુ ભાન, પ્રિય. ટેક
શશિ સુહાગતણા ગુણસાગર, નાગર ચતુર સુજાણ; પ્રિય. ૧
મધ્યનિશા વહી જાય સમય આ, કરવા અમૃતપાન; પ્રિય. ૨
રાજકાર્યમાં મગ્ન થઈ મસ, શું વિસરો જીવજાન; પ્રિય. ૩
વરઘેલીના વિરહિત હૃદયે, મચવો છો તોફાન; પ્રિય. ૪
નયનસમીપ રહો નહિ ત્યારે, હરો હૃદયસહ પ્રાણ; પ્રિય. ૫
ઘેરાયુ ઘર મદન-વીટથી, તેની રાખો સાન; પ્રિય. ૬
કુમતિ નિર્દય ઇચ્છા રાખે, ભારે કરવા હાણ; પ્રિય. ૭
શિયળરક્ષણ હું કરવાની, આપી જીવિતદાન; પ્રિય. ૮
પણ કલંકિત આપ થશો ને, ખોશો જગમાં માન; પ્રિય. ૯
આમ રડાવવી હોય વધૂતો, મોકલજો અવસાન; પ્રિય. ૧૦
"હસવું થાશે ખસવું" ક્ષણમાં, સાંભળજો ધરી કાન; પ્રિય. ૧૧
રમાકાજે રાત વીતાડો, રામાનુ નહિ ધ્યાન; પ્રિય. ૧૨
અમર ત્હારો સુયશ થાશે, સાહ્ય કરો બળવાન; પ્રિય. ૧૩
સાહ્ય અનાથની નાથ કરો ને, મ્હારા સુખના ભાણુ; પ્રિય. ૧૪
અનાથ! અનાથ! હાય! છતે નાથે અનાથ! અ—ના—થ!

( મૂર્છિત થાય છે. )

**અમરસત્ર**—સહાય થઇશ, સતી, સહાય થઈશ.

**વિદ્યાધર**—( પ્રવેશ કરીને ) કેમ ભાઇ, સાંભળ્યું?

**અમરસત્ર**—હા, સાંભળ્યું. મને કેહેછે, "સહાય થજો" અને મ્હેં પ્રતિજ્ઞા કરી છે તેમ કરવા. મિત્ર કાલ અત્યાર પેહેલાં એ મદન નહિ કે હું નહિ.

**વિદ્યાધર**—તમને કોણે કહ્યું? ક્યારે કહ્યું? એ તો કહ્યું એના ધણીને, સર્વથા સ્ત્રીઓ

( ઉપજાતિ. )

ગાંડો ઉદાસી અથવા ગરીબ,
હોએ મનસ્વી શઠ નાથ ક્લીબ,

તથાપિ તેને પરમેશ જાણે,
ન અન્યને ખાતરમાં પ્રમાણે.

**અમરસત્ર**—એમ હું મોળો પડનાર નથી. મહારાજા ગજસિંહનુ લોહી આ નાડીમાં વહેછે.

**વિદ્યાધર** —તેની મ્હેં નાએ ક્યારે કહી છે? પણ "ધણીને મન કંઈ નહિ અને પાડોશીને માથા સાટે" આમ—

**અમરસત્ર**—મૂર્ખ, બસ કર.

**વિદ્યાધર**—કર્યું બસ, જોયા છે તેમના હાથ? એક તેના ચાકરના હાથ આ ગળા ઉપર પડ્યા છે તે જીવ જાણતો ભલો છે.

(પંપાળે છે.)

**અમરસત્ર**—(જરા હસીને) એટલામાં ડરી ગયો?

**વિદ્યાધર**—અનુભવ થશે ત્યારે જાણશો. હજી તાજા છો. જાણતા નથી કે "જગતમાં તો કંઈ કંઈ પડ્યા છે."

**અમરસત્ર**—એ વાત હવે જવા દે.

(રોળા વૃત્ત.)

તીવ્ર શસ્ત્રથી અંગ ભલે છુંદાઈ જાતાં,
ધન તન વૈભવ રાજ્ય ભલે નહિ જેવાં થાતાં,
પણ અબળાનું દુઃખ નિવારૂં માથા સાટે,
ભયથી પાછો હઠે અમર તો પૃથ્વી ફાટે.

**વિદ્યાધર**—તે પાછા હઠવાનુ કોણે કહ્યું? પણ આજ તો કંઈ છે નહિ. મસ્ત થએલો મદન કાલે આવનારો છે; માટે આજ તો ચાલો ઘેર. હવે નગરચર્યા બહુ જોઈ.

**અમરસત્ર**—સાધ્વી સ્ત્રી પરાધીન છતાં હું ઘેર જાઉ તે સંભવેજ કેમ?

**વિદ્યાધર**—ત્યારે અહીં રહી શું કરશો?

**અમરસત્ર**—મિત્રની સ્ત્રીનુ રક્ષણ.

**વિદ્યાધર**—તે તો તમારા વિના પણ આજ રાત્રે થવાનુ છે. કાલની વાત કાલ છે.

**અમરસત્ર**—તે આપણે અહીંથી ખસનારા નથી.

**વિદ્યાધર**—(મનમાં) આમ નથી ઠેકાણે આવનાર. લાવ એને નાંખુ જરા ફેરમાં. (તાણીને) વારૂ, પણ એને પરણનારો શું પેરવી કરે છે, તે તો જોવું?

**અમરસત્ર**—એમાં શું જોવું છે? કર્ત્તવ્ય આપણુ છે. ત્યાં એની પેરવીની શી અપેક્ષા છે?

**વિદ્યાધર**—(મનમાં) પાકો વીરજન છે. (તાણીને) ઠીક, પણ તે કંઈ કરતો હશે, અને આપણે કંઈ કરીએ. એની તો એ બાયડી છે. બધા એકઠા મળીને ઉપાય કરીએ તો સારૂ.

**અમરસત્ર**—સિંહને મદદ કેવી? એકઠા મળવાનુ કેવું?

**વિદ્યાધર**—(મનમાં) આવ્યો હઠમાં, પણ જોઉ છું. (તાણીને) અરે! તેની કોણ ના કેહેછે? પણ આપણે કંઈ કરવા જઇએ, અને એ કંઈ કરવા જાય, તો ભિન્ન ભિન્ન યુક્તિઓ પરસ્પર બાધક થાય કે નહિ? આમ છેક બાળ—અરે, રાજહઠ શું માંડો છો?

**અમરસત્ર**—વારૂ, ત્યારે શું કરવું તે કેહે.

**વિદ્યાધર**—ચાલો, ધનપાળ શેઠને ઘેર જઇ ત્યાંની ચર્ચા જોઇએ.

**અમરસત્ર**—પણ તું ખાત્રાથી કેહે છે કે આ સાધ્વી સ્ત્રીને આજ કંઈ પણ અડચણ થવાની નથી?

**વિદ્યાધર**—એમાં કંઈ શક નથી. માટે ચાલો.

**અમરસત્ર**—શા ઉપરથી તું કેહેછે?

**વિદ્યાધર**—મદનસિંહ કાલે રાત્રે આવવાનો છે. ત્યાંસુધી તો આ સ્ત્રીનુ રક્ષણ મદનનીજ આજ્ઞાથી એના સેવકો કરશે.

**અમરસત્ર**—પણ ત્યારે કાલે રાતસુધી આ સતીને દુઃખમાં શામાટે નાંખવી? ચાલો, અત્યારેજ તેને છોડાવી દેઇએ.

**વિદ્યાધર**—વયસ્ય, ધનપાળ અને ધર્મપાળ શું કરેછે, તે તો જુઓ.

**અમરસત્ર**—સતીને છોડાવી પછી જઇશું.

**વિદ્યાધર**—વયસ્ય, તમારા કેહેવા પ્રમાણે કરીશું તો સતી છુટશે પણ મદન નહિ મરે, અને તમે તો પ્રતિજ્ઞા કરી છે કે 'એ નહિ કે હું નહિ.'

**અમરસત્ર**—તે સતીને છોડાવ્યા પછી મદન ક્યાં નથી મરતો?

**વિદ્યાધર**—મદન વારે વારે હાથમાં નથી આવતો, માટે કદાચ એક સતીને થોડીએકવાર ચિંતાનુ દુઃખ થશે, પણ વેગ કરીને હાથમાં આવેલો શીકાર ખોવો એ આપના જેવા શૂરને ઘટતું નથી. આપજ મને કહો છો કે સિંહના શીકારમાં શૌર્યની સાથે ધૈર્યની અપેક્ષા છે, માટે કહ્યું માનો, અને ચાલો, શેઠના ઘરનો તાલ જુઓ.

**અમરસત્ર**—શેઠ તો જાણતાયે નહિ હોય, બીચારા ધનની માળા જપતા હશે કે નિદ્રાની સેવા કરતા હશે. પણ ધર્મપાળ અત્યારે શું કરતો હશે, અને ક્યાં હશે તે જોવું જોઇએ.

**વિદ્યાધર**—સામા ઘરમાં બાપ દીકરો વાતો કરેછે. પેલા દાસીજાયા કૌટિલ્યના હાથમાંથી છુટીને આવ્યો, ત્યારે એ તરફ પણ નજર નાંખતો આવ્યો છું.

**અમરસત્ર**—ભલે, ચાલો ત્યારે ધર્મપાળને તો ધીરજ આપીશું.

**વિદ્યાધર**—(મનમાં) હું અત્યારે મળવા દેઇશ ત્યારેકેની? (બન્ને જણ જાય છે. વિદ્યાધરે કહ્યા પ્રમાણે ધનપાળ અને ધર્મપાળ વાતો કરેછે. ત્યાં આગળ વિદ્યાધર અને અમરસત્ર જાયછે અને બાજુ ઉપર સંતાઇ રહી સાંભળે છે.)

**ધનપાળ**—આયડીઓ તો ઘણીએ મળશે. એ ઉપર કંઇ છાપુ છે? નવી આવશે તો પઠ્ઠણના પૈસા લેતી આવશે.

**ધર્મપાળ**—આપણી આબરૂની ખાતર પણ કંઇ ઉપાય તો કરવોજ કે નહિ?

**ધનપાળ**—હા, તે કરવો. પણ શું કરવું? પૈસો તો લોકોમાં કેહેવાય છે, બાકી ઘરમાં તો કંઇ નથી. આવક બંધ થઇ અને ખરચ તો રહ્યું.

**ધર્મપાળ**—તે આ વખતે વિચારવાનુ છે?

**ધનપાળ**—આ વખતે નહિ ત્યારે ક્યારે? તમે તો હજી કમાતા નથી. પૈસા લાવતા હત તો તે આપી એનુ કાળુ મ્હોં કરત. પણ હવે—

**ધર્મપાળ**—(અધૈર્ય દેખાડી) આ કામ ધનથી સરે એવું નથી, તનથી સરવાનુ છે. અને એ સતીના રક્ષણમાં આ તનનુ સમર્પણ કરવા હું તૈયાર છું.

**ધનપાળ**—ભણી ભણીને આજ ભણ્યા કે?

**ધર્મપાળ**—ખરૂ કહુંછું કે એ સુશિલા સતી કરતાં આ દેહ વધારે મોંઘો નથી.

**ધનપાળ**—ગાંડો, જરા તો સમજ. પૈસો હશે તો એવી ઘણીએ લાવીશું; નહિ હોય તો એ છે તે એની મેળે જતી રેહેશે. જગતમાં પૈસો એ મ્હોટી ચીજ છે.

**ધર્મપાળ**—હવે વિશેષ વાદવિવાદનુ શું પ્રયોજન છે? જો આપનાથી રક્ષણ થાય તો કરો, નહિતો મને આજ્ઞા આપો.

**ધનપાળ**—એ બધુ ખરૂં, રીસાવુ હોય તો રીસા, પણ ત્હારી પેઠે અમારે હવે આટલે વર્ષે વેવલાં વીણવાં નથી. બાયડીઓ કોને નથી હોતી? એ તો ઘેરઘેર હોય. પણ તમારા જેવા તો કોઈએ ન દીઠા. પેલા પેહેરેગીરે તો કહ્યું કે એની ખુશીથી વાત બની છે. તોયે હજી માનવુ નથી.

**ધર્મપાળ**—"शान्तम् पापम् शान्तम् पापम्"—પિતાજી, જન્મ આપીને, પાળી પોષીને આપે મ્હોટો કર્યો છે, તેથી ઉપકૃત છું, છતાં આપના મ્હોંમાંથી પણ આ સતીને દોષ લાગે એવો એક પણ શબ્દ હવે હું સાંભળનાર નથી.

**અમરસત્ર**—ધન્ય છે. ધર્મપાળ, ધન્ય છે તને.

**વિદ્યાધર**—સરખે સરખી જોડ મળી, એટલે ધન્ય-વાદ ઠીક આપવા માંડ્યો છે.

**અમરસત્ર**—(તેનુ બોલવું ન સાંભળી) કુલધર્મિણી ઉચિતવર પામી છે. હીરો કુંદનમાં જડાયો છે. નહિ જુદાં થવા દેઉં-એમને, નિશ્ચય. (મૂછ ઉપર હાથ ફેરવે છે.)

**ધનપાળ**—અલ્યા, આટલો બધો કેમ ફાટચો? બાયડી ત્હારી કે મ્હારી? શું બક બક કરે છે? જા અમે તો કંઈ કરતા નથી. તું જાણે ને ત્હારી બાયડી જાણે. અમે તો એવી કલંકવાળી બાયડીને ઘરમાં પેસવા દેતા નથી.

**અમરસત્ર**—ધિક્, ધનપાળ! સર્વથા મહારાજાધિરાજ ગજસિંહે અસ્થાનેજ પ્રીતિ જોડી હતી. પણ ત્હારામાંથી આ કુલદીપક ક્યાંથી?

(ધર્મપાળની મા પ્રેમવતી પ્રવેશ કરેછે.)

**પ્રેમવતી**—કેમ, બાપ દીકરો અત્યારે શા ખુટ્ટા ઉઠાવો છો?

**ધનપાળ**—કંઈ નહિ, તું ત્હારે સુઈ રહે.

**પ્રેમવતી**—પણ આ ભાઈનુ મ્હોં વી'લુ કેમ પડચું છે? (ધર્મપાળને) કેમ બેટા શું છે?

(તેની પાસે જઈ બેસેછે અને તેને બરડે હાથ ફેરવે છે.)

**ધર્મપાળ**—મા, આપણે આશ્રયે રહેલી સતી સ્ત્રીનુ રક્ષણ કરવુ કે નહિ?

**પ્રેમવતી**—કરવુજ તો, બેટા. આપણે ન કરીએ ત્યારે કોણ કરે?

**ધનપાળ**—છોકરો તો ગયો હાથથી. એને ત્રણે અવસ્થામાં વહુ, વહુ ને વહુ.

**પ્રેમવતી**—વારૂ, તેમાં શું થયું જે? હોયજ તો, એ છોકરાં છે, અને તમં જેવા માથે બાપ છે.

**ધનપાળ**—બૈરાં કોઈ દહાડો ડાહ્યાં સાંભળ્યાં છે?

**પ્રેમવતી**—( તેની વાત ન સાંભળી ધર્મપાળને ખભે હાથ ફેરવતી પુછે છે. ) શું થયું છે બેટા? વાત માંડીને કેહે. પોતાના બાપ કંઈ કેહે તેમાં અકળાઈએ નહિ.

**ધર્મપાળ**—બા, તેનુ તો કંઈ નથી. પણ—

**ધનપાળ**—( આવેશમાં ) પણ એની વહુએ પેલા રાજાના સાળા જોડે ઘર માંડયું છે.

**ધર્મપાળ**—( ક્રોધ દબાવી ) પિ–તા–જી, એવું ના બોલો હોં.

**પ્રેમવતી**—મ્હારી વહુ એવું કરે નહિ. ડાહી દેવ જેવી છે. એવું ખોટુ બોલશો માં.

**ધનપાળ**—( ક્રોધથી ) " બોલશો મા બોલશો મા. " તે જા, જોઈ આવ. માને નહિ, ને જાણે નહિ, ને પંચાત કરવા આવે. જા, સુઈ જા અહીંથી.

**પ્રેમવતી**—તેમાં હોંકારા શીદ કરો છો? ગમે તેમ હોય તોએ આપણા ઘરમાં એ અધર્મી શો? ક્હાડો એને ગમે તેમ કરીને. વહુનામાં કંઈ કિલ્મિષ નથી.

**ધનપાળ**—હું તે શી રીતે ક્હાડું? મ્હારે ઘેર તે હેડબેડી છે?

**પ્રેમવતી**—રોજ લોકોનાં કામ કરીને તો વાજ આવો છો. ત્યારે આજ કોઈએ તમારૂ છે કે નહિ? છોકરો આટલો ખેદ પામે તેનીએ દયા નથી?

**ધનપાળ**—તે દયાને કેમ કરીયે? ગયા'તા તોડ મુકવા. પાંચ પચીસ આપવાના કર્યા તેના બદલામાં ધક્કા ખાધા ને પાઘડી પડી. હું તે શું કરૂં? નથી મા સમજતી કે નથી દીકરો સમજતો. હવે એને છોડાવીએ તોએ ઘરમાં ઘલાશે? લોકો તો કરશે આંગળીઓ. આજ તો એના બાપની લાજ ગઈ છે, કાલ ઘરમાં ઘાલીયે એટલે આપણી જાય. વેર થાય તે જુદુ—એ કામ આપણે કરનારા નથી.

**પ્રેમવતી**—( તિરસ્કારથી ) ત્યારે પાંચ પચીસે શું કરવા આપવા ગયા હતા? વહુને તો ઘરમાં ઘાલવી નથી.

**ધનપાળ**—આ બાયડીમાં છાંટોએ અક્કલ હશે કે નહિ? એ-

ટલું નથી સમજતી કે પાંચ પચીસ ખર્ચતાં પાંચ પચાસ હઝારનો માલ તો પાછો આવે?

**પ્રેમવતી**—ત્યારે તમે એ ઘરમાંનો માલ લેવા ગયા હતા, મ્હારી લાખ રૂપીઆની વહુને છોડાવવા નહિ?

**ધનપાળ**—એવું ગાંડુ કામ તે ધનપાળ શેઠ કરે? આટલા દહાડાથી મને ઓળખ્યો નહિ?

**ધર્મપાળ**—આપને એ કામ કરવાનુ કેહેછે પણ કોણ? પણ મને આજ્ઞા આપશો કે નહિ?

**ધનપાળ**—તે આપણે બાયડી પાછળ દીકરો ખોનાર નથી. હજી દહાડો ઘેર છે, અને અક્કલ ઠેકાણે છે. કોકની છોકરી–કોકની સાથે ફસાઈ–તેને બચાવવા મ્હારો દીકરો જીવ જોખમમાં નાંખે–અને તેની હું રજા આપું! અલ્યા, મને ગાંડો બાંડો ધાર્યો કે શું?

**પ્રેમવતી**—અરે, કોણ મ્હારી વહુને કશું કેહેનાર છે? પણ એ મદનસિંહ નઠારો તો છે, એની મ્હેં બહુ નઠારી વાતો સાંભળી છે.

**ધનપાળ**—મદનસિંહ ગમે તેવો હોય તેનુ આપણે કામ શું? એના પ્રતાપથી આપણે પૈસા પેદા કરીએ છીયે.

**પ્રેમવતી**—એવા પાપીના પૈસાનુ આપણે કંઈ કામ નથી.

**ધનપાળ**—ત્હારે નહિ, મ્હારે તો છે. સમજતી નથી કે "વસુવિના નર પશુ."?

**પ્રેમવતી**—પણ એવાનો સંગ આપણાથી થાય કેમ?

**ધનપાળ**—તે પારકી છોકરી માટે હું લોકો જોડે વઢતો ફરૂ, અને જન્મારાની દોસ્તી તોડતો ફરૂ? જાણછ કે એ તો બાંધે છે તેને બાંધે છે, ને છોડે છે તેને છોડે છે.

**પ્રેમવતી**—પણ એના માથાનો કોઈએ નથી?

**ધર્મપાળ**—આપણા અમરસત્ર મહારાજ ક્યાં ઓછા છે?

**પ્રેમવતી**—બા, એ તો બાળક, એનુ કેટલું ગજુ?

**ધર્મપાળ**—મા, એ તો સિંહનુ બચ્ચું છે, વળી મ્હારા બાળસ્નેહી છે.

**ધનપાળ**—તેમાંજ ત્હારા બાપનો રોટલો બંધ કર્યો તો.

**પ્રેમવતી**—એવા અવગુણીયા ન થાઓ. હજી તો એના બાપનુ આપેલુ ધન ખાઈએ છીયે.

**ધનપાળ**—એ ગમે તેમ હો, પણ આપણે તો એ આજકાલના અમરસત્રને કેહેવાના નહિ.

**અમરસત્ર**—ધનપાળ, હું નહિ કેહેવા વાર રાખું-નહિ રાખું, તું ધારે છે એવો હું નથી.

**વિદ્યાધર**—"ઇસ ભોજનપર દ્વાદશ તિલક," અહીંતો આવું છે. ને ભાઇને તો પારકી લડાઇ વ્હોરવી છે.

**અમરસત્ર**—તું ગમે તે કેહે, પણ ધર્મપાળની સ્ત્રી તે મ્હારી બેહેન. એનુ રક્ષણ હું કરીશ.

**ધર્મપાળ**—આપ બેશી રેહો, કોઈને કંઈ કેહેશો નહિ, ધનને પણ સાચવી રાખો, પણ મને આજ્ઞા આપો કે મ્હારે પિતૃદ્રોહી ન થવું પડે.

**પ્રેમવતી**—એમાં છૈયો શું ખોટું કેહે છે? કહો હા.

**ધનપાળ**—હું તે શાની હા કહું?

**ધર્મપાળ**—સતી સ્ત્રીનુ રક્ષણ કરવાની.

**ધનપાળ**—એમ કેહેને કે કલંકિત સ્ત્રીને ઘરમાં ઘાલવાની.

**પ્રેમવતી**—તે એમ તમારે કહેથી મ્હારી વહુ કલંકિત થવાની નથી. માટે આપો રજા.

**ધનપાળ**—કંઈ ભાન છે કે વહુને સાચવતાં છોકરો ખોઇશ? શાની રજા અપાવે છે? એ મદનસિંહ જોડે ફાવશે ત્હારો છોકરો?

**પ્રેમવતી**—(વિચારીને ધર્મપાળને) બેટા, એ વાત તો ખરી. એવા બળિયા સાથે ત્હારાથી બાથ શી રીતે ભીડાશે?

**ધનપાળ**—(મૂછ ઉપર હાથ દઈને) હવે સમજી, સારની સ્ત્રી-હઠ કરતી હતી તે.

**ધર્મપાળ**—બા એ બળિયોછે, એવી બીકથી આપણે સતીનુ રક્ષણ નહિ કરીએ તો ફરી આપણે બારણે કોણ ચ્હડશે?

**ધનપાળ**—જેને પૈસાની ગરજ હશે તે.

**પ્રેમવતી**—એવા તમારા પૈસાની કોઇ ગરજ રાખે નહિ, લોકો તો કેહેશે કે બાયડી ન સચવાઇ તે પૈસો શું જાળવનાર છે? (ધર્મ-પાળને) માટે, બેટા, આપણે કંકુ-પગલાંની વહુ છે, તેનુ રક્ષણ કરવું, પણ ત્હારૂ શરીર સાચવીને.

**અમરસત્ર**—પ્રેમવતી, એમજ થશે, ધર્મપાળનુ શરીર સચ-વાશે, અને સતીનુ રક્ષણ થશે.

**ધર્મપાળ**—બા, જો ખરૂ કેહેવરાવે તો એ સતીવિના આ દેહ રહેવાનો નથી, તો પછી જો દેહ પડવાનોજ હશે તો એના રક્ષણમાં

પડે એજ સારૂ; તોપણ હું ત્હારા માટે મ્હારા દેહનુ જતન કરીશ. પણ હવે આપ બન્ને મને આજ્ઞા આપો, એટલે હું એના રક્ષણમાં પ્રવૃત્ત રહું.

**પ્રેમવતી**—બેટા, મ્હારી તો આજ્ઞાજ છે, પણ તું શરીર સાચવજે. (ધનપાળને) હવે તમે પણ રજા આપો દીકરાને.

**ધનપાળ**—જા, બાપા, જા, મ્હારે શું? હું તો ત્હારા માટે કહુછું. "ફુટ માથુ ને ફ્હાડ રાતુ." બાકી આપણે તો એથી વધારે કુળવાળી ને વધારે રૂપવાળી નવી પરણાવવા તૈયાર છીયે.

**અમરસત્ર**—અહો! જગત્માં આવા નિઃસ્નેહ પુરૂષો પણ વસેછે.

**ધર્મપાળ**—એ સંકલ્પ મુકી ઘો પિતાજી. સ્વધર્મને તો બાપ પણ એક ને સ્ત્રી પણ એક.

**ધનપાળ**—છાનો રેહે છાનો, બાપ તો મિલકત આપશે, વહુ તો મિલકત લઇ જશે, માટે હજી હું તો કહુછું કે એ કલંકિત સ્ત્રીને માટે શ્રમ કરવો યોગ્ય નથી, ને એ છુટશે તોએ આપણે ઘરમાં ઘાલવાના નથી.

**ધર્મપાળ**—પિતાજી, આપને મ્હોંડે મિથ્યા અપવાદ શોભતો નથી. આપને કંઇ એને માટે શ્રમ લેવાનો નથી. મ્હારે આશ્રયે આવેલી એ ગરીબ ગાયના રક્ષણમાં પ્રવૃત્ત રેહેવું એ મ્હારો ધર્મ છે. આપે હવે આજ્ઞા આપી એટલે પોઢો. (માતા ભણી જોઇને) બા તું પણ સુઇ જા.

**ધનપાળ**—હવે અત્યારે તો તું પણ સુઇ જા. સવારની વાત સવારે. આ ત્હારી મા મંડી છે તે કહીશું, કેહેવું હશે તો, એ માણસને. જરૂર હશે તો ઠેઠ મહારાણી સુધી કેહેવરાવીશું. આપણો બધે પગ છે.

**ધર્મપાળ**—મ્હોટી કૃપા, નીરાંતે પોઢી રહો.

(માતા પિતા બન્ને જણ જાયછે. ધર્મપાળ થોડીવાર કપાળે હાથ દેઈ બેસેછે.)

**અમરસત્ર**—શો પિતા પુત્રમાં અંતર!! અથવા જળનાજ બિંદુને ગ્રહી રત્નાકરની છીપ મોતી ક્યાં નથી આપતી? સર્વથા, મોસાળના વીસ વશાએ પિતાના એંશી વશાને દબાવી દીધા છે.

**વિદ્યાધર**—માના વશાએ નથી ને બાપનાએ નથી. આતો આપના સંગનો રંગ છે.

**અમરસત્ર**—ખરે, ધનપાળના ઘરમાં અમૂલ્ય રત્ન તો ધર્મપાળ જ છે. સર્વથા, હીરાનો સંભવ કોયલાની ખાણમાંથીજ છે.

**વિદ્યાધર**—આપના સ્વભાવને એ મળતો આવ્યો, એટલે એને હીરો બનાવો કે કોહીનુર બનાવો, પણ છેવટ ઢીલા, તે બાયડી માટે ગભરાઈ ગયા.

**અમરસત્ર**—ભગવાન્ રામચંદ્ર પણ સીતા માટે રડ્યા હતા. પ્રેમ અને શૌર્યનો એકજ વાસ છે.

**વિદ્યાધર**—તે પ્રેમ બાયડીમાં આવી ગયો. માતપિતા તો નકામાં.

**અમરસત્ર**—મૂર્ખ, બધાયે ત્હારા જેવા શઠ હશે? સાંભળ,

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

દૈવી પ્રીતિ પિતા તણી પણ રહે, વચ્ચે ઘણી આયના,
માતાની ઉભરાય પ્રીતિ પણ ત્યાં, હૈયું ઉઘાડાય ના,
રાખે મિત્ર અપૂર્વ સ્નેહ પણ ના, વિશ્વાસ નિત્યે રહે,
માટે ક્ષાર જગાબ્ધિમાં કુલવધૂ, મીઠી સુધાશી વહે.

**વિદ્યાધર**—( મનમાં ) અહો ! શી પરાધીનતા? મહાન્ ચક્રવર્તિ રાજાને નમવા સંકોચ પામી જીવ જોખમમાં નાખનાર આ વીર પુરુષ પ્રેમમાં તો પારાવત જેવો છે. (તાણીને) વયસ્ય, પણ બાયડી જાય તો બીજી આવે. માબાપ ફરી આવવાનાં છે?

**અમરસત્ર**—પ્રેમીને તો સ્ત્રીયે ન આવે ને માબાપે ન આવે. કાંકે,

( વસંતતિલકા વૃત્ત. )

અસ્તિત્વ દેઈ, સુખ ખોઈ, ઉછેરનારાં,
માતા પિતા ગત થતાં નહિ આવનારાં;
અસ્તિત્વને પણ ધરે નિજ ચિત્ત જાયા,
તે જાયતો સુજનની રહોં માત્ર છાયા.

પણ સાંભળ, ધર્મપાળ શું બોલે છે.

**ધર્મપાળ**—હવે મ્હારે શું કરવું? પિતાજી પણ છુટી પડ્યા, અને તે તો ઠીકજ થયું. કારણ તે બીચારા આ કામમાં શું મદદ કરી શકે? પણ તેમની આજ્ઞા થઈ એ માતાજીનો પ્રતાપ. અસ્તુ—

( ગીતિ. )

માત પિતાની આજ્ઞા, તોડ્યાનુ શિર નહિ ચ્હડે પાપ,
પ્રાણ બહિશ્ચર મ્હારા, જાળવવાને છુટો થયો આપ;

સિંહ રમે જ્યમ વનમાં, વ્યાપારી જ્યમ રમે નગરહાટે,
રણાઙ્ગણે જ્યમ શૂરો, કેસરિયાં ત્યમ કરીશ તુજ માટે.

**અમરસત્ર**—વાહ વાહ, ખાસી પ્રતિજ્ઞા.

**ધર્મપાળ**—દેવી, હવે ચિંતા ન રાખ. પ્રિયે! અત્યારે મને ત્હારો વિરહ નથી સાલતો, પિતાની અવગણના નથી સાલતી, પણ તું-નિષ્કલંક—કુલજા-સતી-ત્હારા ઉપર, પ્રિયે! મિથ્યા અપવાદ! તે આ કાળજામાં ભોંકાયલું શલ્ય છે, તે ચિતાઉપર ભસ્મ થશે કે મદનસિંહના રક્તમાં ગળી જશે. પ્રિયે! ધૈર્ય ધર. ત્હારો વિશ્વાસ હું સાર્થક કરીશ. ત્હારો પ્રેમ મને બળ આપશે, અરે, આપે છે. મદનસિંહ, મદનસિંહ, ત્હેં એકે ઘર ન મુક્યું. ભૂત અને પિશાચથી પણ તું ગયો? ચિંતા નહિ. ધીમા ધીમા પણ ધર્મનુ બળ કેવું છે, તે હવે તું અનુભવશે. દુષ્ટ, ચેત, ચેત, સહાય અને સ્વબલ આ પ્રસંગે તને કામમાં નહિ આવે. આ તો ફલની નિરપેક્ષાયુત ધર્મ્ય કાર્ય સાથે સ્વાર્થી વિષયનું યુદ્ધ છે. ખેર, અત્યારે તો તું મદિરાથી હાર્યો છે, કાલે બીજી રીતે હારીશ. આજે ત્હારાઉપર પ્રહાર અયોગ્ય છે. પ્રથમ તો ત્હેં ત્હારી જાતે મ્હારી પ્રિયાનુ અપમાન નથી કર્યું, વળી તું બેભાન, પરાધીન અને કોઈ સ્થળે મદનયુદ્ધમાં પ્રવર્તિત છે, આજની રાત તું નર્કકીટ પેઠે ત્હારૂં માનેલું સુખ અનુભવી લે. કાલે સતીઉપર ત્હારો બલાત્કાર તેની સાથેજ ત્હારાઉપર યમરાજનો પદપ્રહાર. નિઃસંશય.—

( રોળા વૃત્ત. )

મદ મદિરા ને મદન થકી મારેલ અધીરા,
જરાસિંધના તેમ કાલ તુજ ઉડશે ચીરા;
ધર્મ તણો જય થશે હશે જો ઈશ્વર જગમાં,
સદા રહેશે જારિ વારિ તુજ નારી-દ્રગમાં. ( જાયછે. )

**વિદ્યાધર**—વયસ્ય, હવે આપણે ઘેર જઇશું?

**અમરસત્ર**—શું કરવા?

**વિદ્યાધર**—કેકયી જેવી કંકાસિણી ચિંતાને દૂર કરી, સીતા જેવી સુખકારિણી નિદ્રાનુ સેવન કરવા.

**અમરસત્ર**—પણ નિદ્રા આવશે કેમ?

**વિદ્યાધર**—શૂરને નિદ્રા અસાધ્ય નથી. નિદ્રારૂપી સ્ત્રી નિર્બળનોજ ત્યાગ કરે છે.

**અમરસત્ર**—પણ સબળ શૂર અવસરે તેનો ત્યાગ કરે છે.

**વિદ્યાધર**—કાર્યસિદ્ધિમાં તે અંતરાય કરતી હોય ત્યારે. આ કાર્યમાં તો તે સહાયભૂત છે.

**અમરસત્ર**—ખરૂં, પણ મને આ સ્થળેથી જવું ગમતું નથી.

**વિદ્યાધર**—અકારણ કાલક્ષેપ અસ્થાને છે. સમયસાધનામાંજ કૌશલ છે. અહીં બેશી રેહેવા કરતાં કાલની તૈયારી કરવી એ સારી વાત છે, માટે ચાલો.

**અમરસત્ર**—અસ્તુ, ચાલો.

(વાતો કરતા જાયછે.)

**પ્રથમ અંક સમાપ્ત.**

---

# અંક બીજો.

## સ્થલ, અમરસત્રનો બગીચો.

(વિદ્યાધર પ્રવેશ કરે છે.)

**વિદ્યાધર**—અહો! પરપીડાને હરવામાં રાજાનો શો હઠાગ્રહ? નથી એને ખાનપાન કે માનનુ ભાન, નથી એને રાજક્રિયાનુ ધ્યાન, નથી એને સ્વાર્થની સાન. રાજમહાલયમાં ચંદ્ર, દીપ, અને રત્નજ્યોત્સ્નાને ઝાંખી કરનાર પ્રેમાળ પ્રમદાના દીન, પણ આકર્ષી કટાક્ષ પણ એને અસર નથી કરતા. અરે! ગાઢાલિંગનમાં સુખ અને બળ આપનારી મહામાયાની છાયા પ્રેયસી નિદ્રાની પણ તેને સ્પૃહા નથી. અહો, પરજન ઉપરના સ્નેહે આત્મસ્નેહને પણ કેવો દબાવ્યો છે? સર્વથા, વિકારોનાં યુદ્ધ અને તેમના જયાજયની ખૂબી પણ કંઈ વિલક્ષણ છે. નિત્ય સમાગમથી અનાદર થતાં વસ્તુમહત્તા ન સમજાય તો ભલે, બાકી આ પરમ વિવેકી અને શૂરાગ્રણી રાજા સ્ત્રીની દયાથી શ્રીને પણ વિસરે, આત્મસંરક્ષણનો ધર્મ ભૂલે, એ કંઈ ઓછી વાત? બીજી તરફથી સદૈવ અતૃપ્ત વિષય-વિકારથી ઘેરાયલા રાજશ્યાલ મદનસિંહને ક્યાં લાજની કે ધર્મની સ્પૃહા છે? અથવા અત્યારેજ હું જઈ આવ્યો ત્યાં પેલી પરાધીન સતીને સતીત્ત્વ ઉપર પ્રેમ છે, એટલો પતિ ઉપર પણ ક્યાં છે? પોતાની જાતની પણ તેને ઉપેક્ષા છે. ખરેખર, વૃશ્ચિક

જેવા વિકારો એક બીજાને ખાય છે, અને તેના ધારણ કરનારને ડસેછે, માટેજ નિર્વિકારી રેહેવું એ શાસ્ત્રપ્રમાણ છે. પણ જોઉં વારૂ, મહારાજા અત્યારે શું કરે છે? અરે "શું કરે છે" શું? એની એ વાત, શી રીતે ને કેમ રક્ષણ કરવું. અરે, ઓ પેલા ફરે. ચાલો, એમની પાસે જાઉં.

(અમરસત્ર બગીચામાં ફરે છે ત્યાં જાય છે.)

**અમરસત્ર**—(મૂછ ઉપર હાથ ફેરવતો.)

(રોળા વૃત્ત.)

ભલે માસના માસ પડે કરવા ઉપવાસો,
ભલે આજથી સદા પડે કરવો રણવાસો,
ભલે વસ્ત્રમાં રહે એક લંગોટી તુટી,
ધર્મ્ય કર્મથી કદા, નથી જાવાનો છુટી.

અથવા— શું થાશે જો દેહ, ગેહથી જુદો થાશે,
શું થાશે જો જીવ, દેહથી આઘો નાસે,
શું થાશે જો નામ, વંશ સાથે ભુસાશે,
મસ્ત મદનનાં હવે કુચેષ્ટિત નહિ સ્હેવાશે.

માટે—

(ગીતિ)

ધર્મ સાથ ભદ્રાનો, અવિચ્છિન્ન દૃઢ યોગ અમર કરશે,
કપટ ચપટ ચંપાશે, સત્ય ન્યાય ને શૌર્ય કીર્ત્તિ ધરશે.

પણ હજી વિદ્યાધર કેમ ન આવ્યો?

**વિદ્યાધર**—(પાસે જઇને) હું તો ક્યારનોએ આવ્યો છું.

**અમરસત્ર**—ત્યારે પાસે કેમ નથી આવતો?

**વિદ્યાધર**—પાસે નથી ત્યારે આઘોએ ક્યાં છું?

**અમરસત્ર**—કેહે હવે, શું કરી આવ્યો.

**વિદ્યાધર**—શું તે કહ્યું હતું તે.

**અમરસત્ર**—પણ કેહેતો ખરો, શું કર્યું? કેમ થયું? અથેતિ વાત કેહેને.

**વિદ્યાધર**—એટલું બધું જાણવું હતું, ત્યારે તો આવવું'તું પાછળ પાછળ.

**અમરસત્ર**—આમ શું કરે છે? કહી દે સત્વર, જાણતો નથી કે ત્હારા સંદેશા ઉપર સતીના જીવનનો અને અસિના યશનો આધાર રહ્યો છે? (તરવાર ખેંચે છે.)

**વિદ્યાધર**—હવે રાખો મ્યાનમાં, અહીં તો કોઇને નથી મારવી ?

**અમરસત્ર**—હવે બીજી વાતો કરવા કરતાં સરળતાથી યથાર્થ વૃત્તાન્ત કેહે તો કેવું સારૂ ? નાહક જીભ હલાવવી એમાં શો લાભ ?

**વિદ્યાધર**—ત્યારે નાહક શસ્ત્ર હલાવવામાંએ શો માલ છે ? પણ એમ ન જાણશો કે જગતમાં તમે એકલાજ છો. તમારૂ હાથમાં જોર, મ્હારૂ જીભમાં.

**અમરસત્ર**—વયસ્ય, તું મ્હારો બરાબરિયો. હવે કંઈ છે ?

**વિદ્યાધર**—બરાબરિયો કેવો ? હું તો તમારાથી ચ્હડતો. તમારે હાથમાં શસ્ત્ર રાખવું પડે, મ્હારી જીભ તો સાપણ પેઠે ધારે તેને ડસે ને કામદુધા જેવી ધારે તેને અમૃત પાય. આજ હું ન હત તો તમે શું કરનાર હતા ?

**અમરસત્ર**—બરાબર. તું મ્હારાથી મ્હોટો, પણ હવે કેહે વારૂ, શું કરી આવ્યો ?

**વિદ્યાધર**—શું તે અહીંથી ગયા, સતી સુભદ્રાને મળ્યા, વાત કરી, તમારો સંદેશો સમજાવ્યો, ત્યાંથી પાછા આવ્યા, અને તમને મળ્યા.

**અમરસત્ર**—પણ શું શું કર્યું તે માંડીને વાત કેહેની.

**વિદ્યાધર**—અમે આત્મશ્લાઘા નથી કરતા.

**અમરસત્ર**—પણ કેહેતો ખરો કે એની કેવી સ્થિતિ હતી ?

**વિદ્યાધર**—શું કહું ?

(ઇંદ્રવિજય છંદ.)

પૂર્ણ સુધામય ઓષ્ઠલતા, થઈ નાગણ શું ફરકે ડસવાને,<br>
સ્નેહ તણાં ઘર લોચનથી, વડવાનલ શો પ્રકટ્યો દહવાને,<br>
કુંતલ-અંબર હેઠ શોભે, મુખ-ચંદ્ર પ્રચંડ થયો રવિ ક્રોધી,<br>
કોમળ કંજ સમી કર-અંગુલી બાણ બની હણવા અરિ શોધી.

અથવા— (શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

ધાર્યો રક્ત પદ્મામ્બુજે યુવતિએ ચાંચલ્ય કાજે મૃગ,<br>
કેડે સિંહ શિવારિને પકડવા હસ્તામ્બુજે પન્નગ,<br>
કાંડે કંકણ-ચક્ર શું ધર્યાં કરે ઇચ્છા શિરચ્છેદની,<br>
રાખી શંખ સુકંઠમાં વિજયનો ચંડી કરે છે ધ્વનિ.

**અમરસત્ર**—(કાન દાબીને) બસ, પરસ્ત્રીના રૂપનુ વર્ણન અયોગ્ય છે, સુજ્ઞને તો તેના ગુણનાંજ સંકીર્ત્તન કરવાં ઘટે છે.

વિદ્યાધર—ત્યારે તે સાંભળો–

(શિખરિણી વૃત્ત.)

દયા સાટે એને રગ રગ બળે ક્રોધ-ભભુકો,
વધ્યો શ્વાસોચ્છ્વાસે પ્રણય બદલે, વૈર-ચસકો,
ચ્હડયું રોમે રોમે, જલદ વિષ સૌહાર્દ બદલે,
સતી કોપે ત્યારે વિકૃતિ પણ અંગે બહુ ખલે.

અમરસત્ર—વાહ મિત્ર! જોઈ સતી સ્ત્રીની શક્તિ? વારૂ, પણ ત્હારો સંદેશો તે સમજી?

વિદ્યાધર—ન સમજી હોય તો બંદા પાછા આવે ખરા? કામ ચોક્કસ કરીને આવ્યા છીયે. તમારી પેઠે ઘરમાં બેઠે તડાકા મારવાના નથી.

અમરસત્ર—કેમ ઘરના તડાકા?

વિદ્યાધર—અમારી પેઠે કરો ત્યારે ખરા, ન્હોય એ વાતો. કાજળની કોટડીમાંથી વગર ડાઘે પાછા આવવું તેમાં તો જોઈયે છીએ મનોબળ.

અમરસત્ર—ખરૂ ભાઈ, ખરૂ. ઠીક કર્યું તેં.

વિદ્યાધર—"वचनेपि किं दरिद्रता?" "ઠીક" કહ્યું, એટલે પતી ગયું. ભાઈ તમારાં રાજાનાં હૈયાં સમુદ્ર જેવાં કહ્યાં છે તે ખરૂજ છે. એમાંથી કશાનો પત્તોજ લાગે નહિને.

અમરસત્ર—મિત્ર, તું પણ એમ કેહેશે? ત્હેં મ્હારી આજ કીંમત કરી?

વિદ્યાધર—"राजा मित्रं केन दृष्टं श्रुतं वा" એ વાત ખરીજ છે, નહિ તો આટલા શ્રમનુ ઇનામ "ઠીક કર્યું" એટલુંજ મળે?

અમરસત્ર—એટલું કેમ? તું માગે તે. બોલ, કંઈ છે માગવાનુ?

વિદ્યાધર—નહિ અપાય હોં.

અમરસત્ર—તેની ત્હારે પંચાત નહિ.

વિદ્યાધર—ઠીક છે, ત્યારે માગીશું, લ્યોને આ માગીયે.

અમરસત્ર—બહુ સારૂ. માગ ત્યારે.

વિદ્યાધર—જો જો માગુ છું હોં—ના નહિ કેહેવાય.

અમરસત્ર—માગ, માગ. (પ્રતિહાર પ્રવેશ કરે છે.)

પ્રતિહાર—જય જય મહારાજ.

**વિદ્યાધર**—અલ્યા, મૂર્ખ. બે જણની વાતોમાં વચ્ચે આવનાર મૂર્ખ, તું જ્યારે ને ત્યારે નડતો છે.

**અમરસત્ર**—કેમ પ્રતિહાર શું છે?

**પ્રતિહાર**—આપની સમક્ષ આ વાચાળ વિદ્યાધર આમ કરેછે તો પાછળથી અમારી કેવી વલેહ કરતો હશે? આમ એને મ્હોંડે ચ્હડાવવો—

**અમરસત્ર**—વિદ્યાધરને છુટ છે.

**વિદ્યાધર**—(મનમાં) મ્હારે બીજુ શું માગવું છે? એની કૃપાથી કૃતાર્થ છું, પણ એજ માગુ કે, તેમના આત્મનિરપેક્ષ અને પરોપકારી શૌર્યને અમર્ષનો પટ ન બેસે. ઠીક છે. (તાણીને પ્રતિહારને) લે, ખાતો જા—ઢી—લી—પણ યાદ રાખજે કે ચાડીનુ ફળ સારૂ નથી.

**પ્રતિહાર**—સારૂ ભાઈ, ધણીની માનીતી ઢેયડી ગામ અભડાવે. (અમરસત્રને) મહારાજ, ધનપાળ શેઠ આપની હજૂર આવવા વિનવે છે.

**અમરસત્ર**—ઝટપટ બોલાવ. હું આ લતામંડપમાં આસન ઉપર બેસુ છું. (પ્રતિહાર જાય છે.)

**વિદ્યાધર**—વયસ્ય! શું કરશો એ શેઠને?

**અમરસત્ર**—તું ઠાવકો રેહેજે. ઉચિત ઉત્તર આપીશું—

**વિદ્યાધર**—આપ મને ઠપકો દેનારા. "ડાહી સાસરે ન જાય અને ઘેલીને શિખામણ દે." (પ્રતિહાર ધનપાળ શેઠને લતામંડપમાં દાખલ કરીને જાય છે.)

**ધનપાળ**—જયજય મહારાજાધિરાજ, (દંડવત્ પ્રણામ કરી પાઘડી ઉતારે છે.)

**અમરસત્ર**—શેઠજી! પાઘડી પેહેરો, આવો બેસો મ્હારી કને.

**ધનપાળ**—ના, પૃથ્વીનાથ. આપ તો અન્નદાતા છો. અમે-હું તો આપના પગની રજ છું. (નિચે પડી સલામો કરેછે, અને અમરસત્ર ઉઠી તેનો હાથ પકડી પોતાની સાથે બેસાડે છે, અને ધનપાળ શેઠ ધીમે ધીમે આઘો ખસેછે અને સંકોચાય છે.)

**અમરસત્ર**—કેમ શેઠ, આપનાં પગલાં અહીં ક્યાંથી! કંઈ આજ્ઞા?

**ધનપાળ**—અમરભાઈ-અરે, ભૂલ્યો-મહારાજા અમરસત્ર. આપને ઘેર આવવામાં શી નવાઈ છે?

**વિદ્યાધર**—નવાઈ એજ કે આપ કામ વિના આવ્યા.

ધનપાળ—(મનમાં) કામ તો છે. પણ આ શંખ આમ ડો-હોળી બેઠો, હવે તો ધાટેજ રેહેવું. (તાણીને) હા, ભાઈ, પણ કામ વિનાએ અન્નદાતાને ઘેર આવવું એમાં શાનુ સપાડુ?

અમરસત્ર—શેઠ, પ્રકૃતિ સુસ્થ છે?

ધનપાળ—જી હા, આપની કૃપાથી-પણ-પણ-ભાઈ—

વિદ્યાધર—શું છે! ભાઈને તો કાલે રાત્રે સાજા સમા જોયા છે ને?

ધનપાળ—હા પણ પછી—

અમરસત્ર—કેમ શેઠ અટકી ગયા? પછી શું તે કહો-જો અડચણ ન હોય તો.

ધનપાળ—(મનમાં) જરા ભાવ ખાઈને કહીશું (તાણીને) શું કહું? કંઇ કેહેવાનુ નથી, કેહેશે એ છોકરો આપને.

અમરસત્ર—બહુ સારૂ, જેવી આપની ઇચ્છા.

ધનપાળ—(મનમાં) આણે તો આગ્રહ કર્યો નહિ, અને હું માનમાં રહ્યો. (તાણીને) જી, આપની તબિયત ખાહાલ છે?

અમરસત્ર—આપની કૃપાથી.

ધનપાળ—પ્રભુ આપનુ ભલું કરો. અમે ઘરડા તો તાંબાના રૂપીયા જેવા નકામા થઈ ગયા. પણ વારૂ, આપનો દિન દિન અ-ધિક પ્રતાપ જોઈ રાજી થઈએ છીએ. આ એકનો એક છોકરો છે, તે આપને સોંપ્યો છે. વારૂ, કુવામાં હશે તો હવાડામાં આવશે. આપનુ રૂડુ ઇચ્છવું એજ હવે તો અમારૂં કામ. છતાં કંઈ સેવા ફરમાવશો તો ઘરડો ઘરડો સેવક પાછો નહિ પડે. (બાડી આંખે રાજા સામુ જુએછે).

વિદ્યાધર—એ તો કેહેશે, ભાર ઉપાડો, તે ઉપાડશો?

ધનપાળ—એજ કરતો હતો કેની? બાપજીની કૃપાથી આ વખત આવી છે તો ભલે, બાકી હું તો વગર પગારનો ચાકર છું.

વિદ્યાધર—આટલું ધન ભેગુ કર્યું, તોયે હજી વગર પગારના છો કે?

અમરસત્ર—વિદ્યાધર, પિતાના મિત્રનુ ઉપહાસ થાય કે? બસ કર.

ધનપાળ—કંઈ નહિ, બાપજી, મ્હોંડે ચ્હડાવેલો છે, તે બોલે, કહ્યું તેમાં શું લેઈ ગયો?

**વિદ્યાધર**—શેઠ, તમારી પાસેથી લેંઈ જાય તેવો કોઈ હશે?

**અમરસત્ર**—કેમ, ધર્મપાળ શું કરેછે?

**વિદ્યાધર**—શું કરેછે તે માથુ કુટેછે, ને ફાં ફાં મારેછે, ને 'વેવલાં વીણે' છે. એમાં શું પુછોછો?

(અમરસત્ર વિદ્યાધર ઉપર ક્રોધ જણાવેછે.)

**ધનપાળ**—(મનમાં) આણે ઠીક લાગ આપ્યો. (તાણીને) મહારાજ, એના ઉપર કોપ કરશો મા. એ અરધુ ખરૂ કેહેછે, અને અરધો મશાલો ભેળવે છે. (પ્રતિહાર પ્રવેશ કરેછે).

**પ્રતિહાર**—કૃપાનાથ! પિશુનમલ્લજી આપને મળવા આવ્યા છે.

**અમરસત્ર**—(મ્હોં બગાડીને જરા વિચારી) કેહો કે અહુણાં કામમાં છે. (પ્રતિહાર જાયછે તેને પાછો બોલાવી) આવવા દો.

**પ્રતિહાર**—જેમ આજ્ઞા-(પિશુનમલ્લને તેડી લાવેછે.)

**પિશુનમલ્લ**—કેમ, મહારાજ, પ્રસન્ન છો?

**અમરસત્ર**—(જરા મ્હોં ચ્હડાવીને) હા.

**પિશુનમલ્લ**—બહુ દિવસે આપણે મળ્યા. કહો, રાજ્યમાં ખેરીયત છે? કેહેછે આપે તો સર્વ રાજ્યાધિકાર ન્હાના ભાઈને આપ્યો.

**અમરસત્ર**—હા.

**પિશુનમલ્લ**—(મનમાં) આણે તો વાત ટુંકાવવા માંડી. ઠીક છે. (તાણીને) એ તો મહારાજ્યસભામાં આવતાં આપને વિલંબ થયો, તે બાબત હલકા લોકો નિંદા કરતા હતા. મત્સરધ્રૂમને તો આપ ઓળખો છો, તે મ્હેં વિચાર્યું કે જઈને ચેતાવું. આપના પિતાને ને મ્હારે બહુ સ્નેહ.

**વિદ્યાધર**—મહારાજા એવી વાત સાંભળતા નથી.

**પિશુનમલ્લ**—વિદ્યાધર! તમે એ વાત ન સમજો, કરીયે ધાર્યું પણ જાણવું તો ખરૂ. કેમ શેઠ? ખરૂ કહુછું કે નહિ?

**ધનપાળ**—તમે આટલુ ચાલીને ખબર કેહેવા આવ્યા અને મહારાજ ન સાંભળે એમ બને નહિ.

**વિદ્યાધર**—કોઈએ નિંદાનુ બાણ માર્યું હતું, તે રસ્તામાં પડ્યું હતું, સાંથી ઉચકી લાવી મહારાજની છાતીમાં કર્ણદ્વારા પ્રવેશ કરાવવા પિશુનમલ્લજી આવ્યા છે, તે એવો કોઈ ગાંડો નથી કે એમનુ સાંભળે.

**પિશુનમલ્લ**—તો ભલે, મહારાજની ઇચ્છા ન હોય તો મ્હારે

ગરજ નથી. મ્હારો તો જીવ બળે માટે કેહેવા આવ્યોછું. કેમ મહારાજ, શી મરજી છે ?

**અમરસત્ર**—આંખ, કાન, કે જીભનો વિશ્વાસ રાખવા કરતાં બુદ્ધિનો, ધર્મનો અને અનુભવનો રાખવો એ સારી વાત છે.

**વિદ્યાધર**—ચોખુ કહોને કે અમારા કાન પારકી જીભને અધિન થતા નથી.

**પિશુનમલ્લ**—(મનમાં) આમ પત્તો નહિ મળે, રજા લેઈને સંતાઈને સાંભળુ (તાણીને) ભલે મહારાજ, રજા લેઉછું.

**અમરસત્ર**—સીધાવો.

**પિશુનમલ્લ**—(મનમાં) આણે તો "આવજો" પણ ન કહ્યું. હું પણ મલ્લ છું. જુઓ, શું થાયછે. (ઉઠીને, જઈને, બાજુ ઉપર થઈને લતામંડપ પાછળ લપ્પાઈને ઉભો રેહેછે.)

**ધનપાળ**—(મનમાં) કેહેવાની ખરી તક આવી ત્યારે આ ચાડીયાએ આવીને અંતરાય નાંખ્યો. ખેર! (તાણીને) મહારાજ, વિદ્યાધરની ટેવ સુધારવા જેવી છે. આ પિશુનમલ્લને અમથુ ખોટું લગાડ્યું. બોલે એ, પણ ખોટું તો આપનુજ દેખાય. વળી ધર્મપાળ માથુ કુટે છે એમ એનાથી બોલાય? આપ બેઠાં ધર્મપાળ માથુ કુટે? એની આપત્તિ તો આપ નિવારણ કરશો.

**વિદ્યાધર**—(મનમાં) આ કપટીએ લાગ સાધ્યો ખરો. (તાણીને) કેમ શેઠ? પિશુનમલને શું એવું કહ્યું હતુ કે મહારાજા આગળ તમે આમ મ્હારો વાંક કહાડો છો?

**ધનપાળ**—કંઈ નહિ બાપુ, ત્હારી જીભ લાંબી, તે જરા કેહેવું પડે, તે ત્હારા સારાને જ માટે.

**વિદ્યાધર**—જેમ તમારૂ પેટ મ્હોટું તે જે આવે તે "હોઇયાં" થઈ જાય, તેમ મ્હારી જીભ લાંબી તે જે આવે તે બોલાય.

**ધનપાળ**—(મનમાં) આ લુચ્ચાએ વાત ઉડાવી, હશે, જોઉછું. (તાણીને) તું એમ કેહે તો એમ.

**વિદ્યાધર**—હાજ તો. "વાણિયાભાઈની નીચી મૂછ."

**અમરસત્ર**—મૂર્ખ, નથી જાણતો કે,

ગીતિ.

માત, પિતા, ગુરૂ, રાજા, અભ્યાગત, ઋષિ અને જ્યેષ્ઠ ભાઈ,

વૃદ્ધ, અમાત્ય, સુજનની, પાસે ધરવી ઘટે નમ્રતાઈ.

**વિદ્યાધર**—(પોતાના કાન આમળીને) હા હા, એ તો વિસરી ગયો, પણ—

ગીતિ.

સ્વાર્થી, શઠ, નિઃસ્નેહી, કૃતઘ્ન, લોભી, મદાન્ધ ને માની,
પિશુન, વિતથવાદીને, ત્યજવા જાણી સ્મશાનની વાની.

**અમરસત્ર**—વિદ્યાધર! વિદ્યાધર! શું બોલેછે?

**ધનપાળ**—કંઇ નહિ બાપજી, ગુરૂ જનના અપમાનમાંજ એનાં માન છે.

**વિદ્યાધર**—અને લઘુજનનાં ધનમાંજ તમારાં તાન છે. મહારાજા ગજસિંહનુ ધન લુટી લેઈ, હવે તો દયા રાખો, ધનપાળ શેઠ.

**ધનપાળ**—અરે, ભલા આદમી, મ્હારે લીધે મહારાજા ગજસિંહ જેવા પવિત્ર આત્માને કાં વગોવે છે?

**વિદ્યાધર**— ગીતિ.

ગજ તો ધૂળ ધરે છે, પૃષ્ઠ અને શિર ઉપર રમત માટે,
ધૂળ ધૂળ તો પણ રૂહે, ચગદાવાની, ખરી જતાં, વાટે.

**ધનપાળ**—(આંખમાં રીસ દેખાડી) પૃથ્વીનાથના દેખતાં તો વિચાર રાખ.

**વિદ્યાધર**—ઓહોત્! ધનપાળ શેઠ! આવડી બધી આંખમાં રતાશ કેવી? ધૂળની વાત કહી, કંઈ આપની આંખમાં તો ધૂળ નથી નાંખી?

**ધનપાળ**—(વધારે રીસ દેખાડી) કૃપાનાથનો માનીતો ન હત તો બતાવત તને-આમ બોલ્યાનુ ફળ. શું કરૂં? મહાદેવને ગળે સાપ વીંટાયો છે.

**વિદ્યાધર**—(ચાળા કરીને) વાહ રે, મ્હારા ગરૂડજી, પણ ખરે-ઈશ્વરે,

(વસંતતિલકા.)

ભોળાઋણી ગરજુ માણસ સાથ શૂરા,
ધૂર્ત્તો મળ્યે વિનયમાં ન રહો અધૂરા,
નિઃસ્નેહ સ્વાર્થ હૃદયે ધનનીજ માળા,
ક્યાંથી ઘડ્યા તમ સમાન ધનાઢ્ય કાલા?

**અમરસત્ર**—હું દેખતાં આ અવિનય? વિદ્યાધર, દૂર જા, ઉઠ.
(તરવાર ઉપર હાથ ધરે છે.)

**વિદ્યાધર**—આ હીંઆ, તેમાં તરવાર ઉપર શો હાથ? "ખરૂ કેહેતાં માએ માર્યો." (જાય છે.)

**ધનપાળ**—સુઓ, એના ઉપર રીસ શી? પણ એવાનો સંગ આપને ન શોભે.

**અમરસત્ર**—ટેવ પડી છે એને. પણ પેટ સાફ છે. વારૂ, બે ઘડી ગમત કરાવે છે.

**ધનપાળ**—હાજ તો. બે ઘડી રાજાનાં રમકડાં છે.

**અમરસત્ર**—કહો શેઠ, હવે એકલા છો. કંઈ ફરમાશ.

**ધનપાળ**—કંઈ નહિ, કૃપાનાથ, આપની કૃપા.

**અમરસત્ર**—(મનમાં) કેવો શઠ, હજી કેહેતો નથી. (તાણીને) બહુ સારૂ, કહો કંઈ નવી જુની વાત.

**પિશુનમલ્લ**—(મનમાં) હવે વાત જણાશે. સાંભળુ છું બરાબર.

**ધનપાળ**—નવાજુનીમાં સેવકની વાત થાય છે, કે કોણ જાણે શું એ કર્યું કે અમર મહારાજે દૂર કર્યો. ઘરડપણમાં અપકીર્ત્તિ થઈ. પણ વારૂ, આપ આટલી પ્રીતિ રાખો છો તો મ્હોટાનો આશ્રય કોઈ દહાડો પણ સફળ થશે.

**અમરસત્ર**—(મનમાં) શો લોભ! (તાણીને) લોકના બોલ્યા સામુ શું જોવું? લોક તો આમેય બોલે ને તેમેય બોલે—કોઈ મ્હારૂ કેહે, કોઈ આપનુ કેહે.

**ધનપાળ**—(મૂછના અગ્ર ઉપર અંગુઠો અને આંગળી મુકી મનમાં) ઠીક વાત ચાલે છે, આમાંથી પાછા દાખલ થઈ જવાય તો એકની ચાર સુભદ્રા લાવીશું, માટે એ વાત જવા દેવી. (તાણીને) જી—હા—મ્હોડે કેહેવું એ સ્વાર્થ ઠરે, બાકી મ્હારા કરતાં આપની અપકીર્ત્તિ વધારે કેહે—લોકોતો કેહે. 'ગજસિંહ મહારાજની આટલી આટલી ચાકરી કરી તેની કંઈ બુજ નહિ.' એમ કેહે.

**પિશુનમલ્લ**—(મનમાં) મ્હારો વ્હાલો લોભીયો પોતાની વાર્તા કરે છે, બીજુ કંઈ કેહેતો હોય તો રમુજ આવે. જોઉં આગળ શી વાત થાય છે.

**અમરસત્ર**—શેઠ, જગત્ કોણે જીતાયું છે. અંતઃકરણ વિરૂદ્ધ ન કરવું, એટલે પ્રથમ તો ગમે તેમ પણ પરિણામે સ્થિર યશ મળે

(ગીતિ.)

અબ્ધિ તરંગો જેવાં, લોક-વચન શિર વહો વહો નહિ વા,
અમલિન પુલિન સમુ પણ, અંતર દે નહિ સુકૃતિ ખડ્ગ ચળવા.

**ધનપાળ**—કંઈ નહિ મહારાજ, પાળતા આવ્યા છો તે પાળશો, એમાં કહેવું પડે એમ નથી. બાકી આમાં તો સુકૃતિયે છે ને યશ પણછે.
(પ્રતિહાર પ્રવેશ કરે છે.)

**પ્રતિહાર**—જય જય મહારાજ, કાકાજી સંધિરાજ બહાર પધાર્યા છે, આપને મળવા ઇચ્છા બતાવે છે.

**અમરસત્ર**—સત્વર પ્રવેશ કરાવ.

**પિશુનમલ્લ**—(મનમાં) હવે સાંભળવાની રમુજ આવશે. (પ્રતિહાર જાય છે, અને સંધિરાજને લેઇને આવે છે તેને સામા જઈ અમરસત્ર પોતાની પાસે લાવી બેસાડે છે, અને ધનપાળ શેઠ સલામો કરતા સામા બેસે છે.)

**સંધિરાજ**—ભાઈ અમર! તમે આમ કેમ માંડ્યુ છે?

**અમરસત્ર**—શું માંડ્યુ છે કાકા? આપને અપ્રસન્ન થવા જેવું શું અયોગ્ય કર્મ થઈ ગયું છે?

**પિશુનમલ્લ**—(મનમાં) હવે સાંભળું બરાબર, ફેરો ફોગટ જાય તો ખાવાનુ કેમ ભાવે?

**સંધિરાજ**—ભાઈ, શું કેહેવરાવો છો? આટલી આટલી વેળા સંદેશા મોકલ્યા તોયે અહીં આવવા વિલંબ કર્યો, અને આવ્યા પછી પણ બેપરવા દેખાડો છો. એ તે રીત?

**ધનપાળ**—મહારાજ, આપ અકારણ કહો નહિ, પરંતુ, બાપજી શી બેપરવા દેખાડે છે?

**સંધિરાજ**—નથી આવતા રાજ્યસભામાં કે નથી મોકલતા નજરાણું. અખંડ ભૂમંડળના અધિપતિની સલામ વખતે શસ્ત્ર રાખવાનો શો દુરાગ્રહ?

**અમરસત્ર**—"आज्ञा गुरूणामविचारणीया." પરંતુ પંડિત શાસ્ત્ર વિના અને શૂર શસ્ત્ર વિના બહાર નીકળેજ નહિ.

**સંધિરાજ**—તે શૂરધર્મ શાસ્ત્રમાંજ આવી રહ્યો કે?

**અમરસત્ર**—મહારાજ હું તો વટની વાત કરૂ છું. શૂરધર્મની વાત જાણવી હોય તો સાંભળો.

ગીતિ.

આશ્રિત-જનપાલન ને, અભયદાન ને સુધર્મની રક્ષા,
શઠતાડન અરિમર્દન, યશસેવન પ્રાણકાજ નહિ ભીક્ષા,
એ આદિક શુભ ધર્મે, શૂરો સાચો સહનશીલ વીર,
અવર વર્ણસંકર જે, રિપુસ્તુતિ કરવા બની રહે કીર.

**પિશુનમલ્લ**—(મનમાં) અમરસત્ર! ત્હેં મ્હારૂ અપમાન કર્યું; પણ આટલુજ બસ છે. ત્હેં રાજાને રિપુ કહ્યો, એની સ્તુતિ કરનારને વર્ણસંકર કહ્યા; ઠીક છે, ત્હારે ઘેરથી મ્હારૂ અપમાન તો રાજાને ઘેરથી ત્હારૂ અપમાન. પણ સાંભળું, આગળ શી વાત ચાલેછે.

**ધનપાળ**—ખાસુ કહ્યું. આશ્રિતને પાળવા એજ આપનો ધર્મ.

**સંધિરાજ**—(દાંત વતે અધર કચરડીને) અમરસત્ર! આ સર્વે ઉદ્ધત્તા છે, ભવિષ્યનો વિચાર કરો.

**અમરસત્ર**—ભવિષ્યનો વિચાર કરીનેજ ઈશ્વરે આપેલા આ દેહને સદર્થે ઘસવવા નિશ્ચય કર્યો છે.

**સંધિરાજ**—પણ જાણે છે કે જેનુ ભાગ્ય ચ્હડતુ હોય તેને સૌએ નમે છે?

**અમરસત્ર**—ખરૂ, પણ શૂરો તો,

સોરઠો.

થાવાનું તે થાય, ચ્હડતા પર ચ્હડી બેસશે,
પ્રહાર પણ નહિ થાય, પડતા ઉપર પાટુનો,

**પિશુનમલ્લ**—(ઓઠે આંગળી મુકીને મનમાં) રાજ્યગાદી ઉપર ચ્હડી બેસવાનુ કહ્યું, ને રાજદ્રોહી થયો; હવે સાંભળું.

**સંધિરાજ**—પણ બળિયા સાથે વેરમાં વધે ઝેર ને નિપજે કેર, હાથીની સામે કીડીનુ યુદ્ધ ક્યાં સુધી નિભે?

**અમરસત્ર**—નજ નિભે. કારણ કીડી દંડવત્ નમતી ચાલે છે, પણ એજ હાથીનો જીવ એક પળવારમાં ઉડતુ મશક લેઈ શકે છે. શૂરો નમ્યો એટલે જીવ્યો તોએ મુઓ.

**સંધિરાજ**—પણ મહાકવિ ભારવી કવે છે કે, अहो दुरंता वलवद्विरोधिता. માટે આ વિરોધમાં કોઇની સહાય છે?

**અમરસત્ર**—સહાય ધર્મની, અને દુષ્મનના હૃદયમાંથી યશને ખેંચી કહાડનાર આ કૃપાણુની. (તરવાર ખેંચેછે.)

**સંધિરાજ**—અમર! આ તો છોકરવાદી હોં, આ તરવાર શી? આ ભ્રકુટી શી? આ ક્રોધમય વચન શાં? જાણે છે કે આ ત્હારા પિતાના પરમ મિત્રનાં હિતકારી વચન છે?

**અમરસત્ર**—આપના આ મમતથી સર્વથા ઉપકૃત છું. પણ,

( વસંતતિલકા વૃત્ત )

આ દેહશસ્ત્ર થકી પીડ નહિ કપાય,
તો કીર્ત્તિ, શૌર્ય, સુખ, શાન્તિ, સ્વધર્મ, જાય,
ધિક્કાર શાપ પણ થાય કુલાઙ્ગનાનો,
ને થાય આગમ અંનર્થ-પરંપરાનો.

**સંધિરાજ**—ત્યારે આ વેર બાંધવામાં ચિંતારૂપી અનર્થ નહિ કે?

**અમરસત્ર**—શાની ચિંતા-શી બાબત?

**સંધિરાજ**—જેને જે આપ્ત હોય તેની, કોઈને જીવની, કોઈને સ્ત્રીની, કોઇને પુત્રની, કોઇને ગરાસની ને કોઇને યશની.

**ધનપાળ**—અને કોઇને ધનની.

**સંધિરાજ**—ચિંતાથી બુદ્ધિનો ભ્રંશ થાય, અને તેમ થયું એટલે વિનાશ થાય.

**અમરસત્ર**—શૂરને ચિંતાનો અવકાશજ નથી. શૂરવીર તો—

( શિખરિણી વૃત્ત. )

છતે દેહે પામે વિરલ પદ, આનંદ વિતરે,
મરીને પામેછે શમ-સદન ને શાન્તિ પ્રસરે,
સુવે જીવ્યે પામે સુયશ નિજશા પામર કરે,
પછી શાની ચિંતા? પરમ સુખ તો ધર્મજ ધરે.

**સંધિરાજ**—પણ કદાચ જીવતા રહ્યા ને હાર્યા તો?

**અમરસત્ર**—શૂરાને માટે વચલો રસ્તોજ નથી, વચલા હોય તેને માટે વચલો રસ્તો છે.

**સંધિરાજ**—પણ કદાચ એમ બન્યું તો? વિધિની ગતિ અપ્રતિહત છે.

**અમરસત્ર**—મનસ્વીને વિધિ અજિત નથી.

**સંધિરાજ**—ત્યારે તમારા પિતાએ ગાંડા હતા કે?

**અમરસત્ર**—( કાન દાબીને ) નહિ, નહિ.

**ધનપાળ**—ગજરાજ બાપજીને ગાંડા કેહેવાય કેમ? તેમણે તો સામ્રાજ્ય શોભાવ્યું છે.

સંધિરાજ—ત્યારે તેઓની પેઠે કરોની. અમારૂ તો રહ્યું, અમારી શિખામણ તો અમારા મિત્ર સાથે ગઈ, અને સાંભળવાનાં મ્હેણાં રહ્યાં, પણ તેઓ તો નમીને રેહેતા હતા.

અમરસત્ર—ધનુર્ધરના હાથમાં રહેલું ધનુષ્ય નમે છે તે દુષ્મનના પ્રાણ લેવાનેજ, વનમાં વિહાર કરતો સિંહ નમે છે તે મદમત્ત હસ્તિના કુંભસ્થળ તોડવાનેજ, તેમ પ્રતાપી ગજસિંહ મહારાજ નમ્યા હશે તે શત્રુનો સંહાર કરવાનેજ.

સંધિરાજ—ત્યારે તે કેમ ન કર્યો?

અમરસત્ર—વત્સલ પિતાએ એ યશ પુત્રને માટે રેહેવા દીધો હશે.

પિશુનમલ્લ—(મનમાં) હવે બધાનો સંહાર કરવા વિચાર કર્યો, ઠીક.

સંધિરાજ—(મનમાં) છોકરો સમજતો નથી, દુષ્ટ મંડળનુ કેટલુ પ્રબળ છે તેનુ એને ભાન નથી, મહા અનર્થ થવા વખત આવ્યો, વળી ફરી કહી જોઉ. (તાણીને) ભાઈ, આ જવાનીનો તોર છે. પણ એ જવાની તો જવાનીજ છે; કોઈની રહી છે કે તમારી રહેશે?

અમરસત્ર—ત્યારે આ ગુણહીન, પાપી અને લંપટના ઉદયની જવાનીયે શી રીતે રહેશે?

પિશુનમલ્લ—(મનમાં) રાજાને ગાળો ભાંડીને સ્ત્રીલંપટ કહ્યો.

ધનપાળ—નજ રહે, બાપજી, ખરૂ કહો છો.

સંધિરાજ—બોલવામાં પરાક્રમ નથી, કરી બતાવવામાં છે.

અમરસત્ર—ઇશ્વર કરે ને એ સમય વેહેલો આવે.

સંધિરાજ—ધન્ય છે, અમર, ધન્ય છે. પ્રિય ગજસિંહનો આત્મજ સિંહ નિવડ્યો જોઈ આત્મા પ્રસન્ન થાય છે. પણ ભાઈ, ખામુખા વેર શા સારૂ ઉભુ કરવું?

અમરસત્ર—નહિજ. અકારણ વેર કરવા મ્હારી ઇચ્છા નથી.

સંધિરાજ—ત્યારે આજ રાતની રાજ્યસભામાં કાલના જેવું ન કરશો, જરૂર આવજો.

અમરસત્ર—આજે નહિ આવી શકાય.

પિશુનમલ્લ—(મનમાં) નીરાંત થઈ, આપણે બળતામાં ઘી હોમવાની તક મળી.

સંધિરાજ—કારણ?

**અમરસત્ર**—કંઈ અવશ્યનુ કાર્ય છે.

**સંધિરાજ**—વળી આજે પાછો ઢાંક પીછોડો કરવો પડશે.

**અમરસત્ર**—શા સારૂ ? મ્હારી ખાતર આપે તસ્દી ન લેવી.

**સંધિરાજ**—ભાઈ, તમારી ખાતર કંઈ નથી. પણ તમારે જાણી જોઈ સુતો સાપ જગાડવો છે, અમારે એ વેળા નથી આવવા દેવી.

**અમરસત્ર**—શોધી શોધીને સર્પની આહુતિ આપનાર મહારાજા જનમેજય એક પરોપકારી શૂરવીરજ હતા.

**સંધિરાજ**—આમ હતું ત્યારે તો રેહેવુ હતું ચિત્તપુરમાં.

**અમરસત્ર**—શું કરવા રહું ? મ્હારે તો જ્યાં હું ત્યાં ચિત્તપુર છે.

**સંધિરાજ**—પણ વાઘની બોડમાં પેસી તેને ખીજવવાનુ શું કામ ?

**અમરસત્ર**—હું કોઈને વાઘ માનતો નથી, મને કશાનો ડર નથી, ડર ઈશ્વરનો છે.

**સંધિરાજ**—ઈશ્વરનો ડર છે ત્યારે ઈશ્વરને ખોટુ લાગે એવું કૃત્ય નજ કરવુંને ?

**અમરસત્ર**—નહિજ—

**સંધિરાજ**—ત્યારે શાસ્ત્રમાં તો કહ્યું છે કે "નાઽવિષ્ણુઃ પૃથિવીપતિઃ" તો આ અંશાવતારી ચક્રવર્તિ રાજાને કેમ માન નથી આપતા ?

**અમરસત્ર**—કોણે ન આપ્યુ ?

**સંધિરાજ**—તમે.

**અમરસત્ર**—શું બોલો છો ? આવા ઉદાત્ત, શુદ્ધબુદ્ધ, અને પરોપકારી મહા સમર્થ મહારાજાને હું માન ન આપુ એવુ બોલતાં, કાકાજી, તમને જરા પણ સંકોચ નથી આવતો ?

**ધનપાળ**—બાપજી એવુ કરે નહિ.

**સંધિરાજ**—ત્યારે અત્યાર સુધી વાત થઈ તે કોની થઈ ?

**અમરસત્ર**—શું તમે એ વાત નિષ્કલંક મહારાજાધિરાજાની સમજ્યા ? સર્વથા વૃદ્ધા બુદ્ધિનુ અને ચક્ષુનુ તેજ હરી લેછે.

**પિશુનમલ્લ**—(મનમાં) ચાડી કરતી વખત આ વાત આપણે વિસરી જવી, નહિતો તાલ ન આવે.

**સંધિરાજ**—હવે કંઈ કેહેવું છે ? જે બે વચન વધારે કેહેવાં હોય તે કહી ઘો.

**અમરસત્ર**—(નીચું વદન કરી) અવિનય થયો હોય તો ક્ષમા માગુ છું. સત્ય વચન એ પરમ ધર્મ છે, એમ સમજી વડીલ આગળ વધારે બોલાયુ હોય તો બાળક જાણી ક્ષમા કરવા યોગ્ય છો.

**સંધિરાજ**—વારૂ, એનુ તો કંઈ નથી, પણ આ બધો ક્રોધ કોના ઉપર દેખાડ્યો ?

**અમરસત્ર**—આવા નિર્મળ રાજાના રાજ્યને અયોગ્ય આચાર વિચારથી કલંક લગાડનાર ઉપર.

**સંધિરાજ**—શું અયોગ્ય કૃત્ય થાય છે ? કોણ કરે છે ?

**અમરસત્ર**—વડીલ સંધિરાજ, શું અયોગ્ય કૃત્ય થાય છે, એમ આપ પુછો છો ?

(મંદાક્રાન્તા વૃત્ત.)

અંતઃ પ્રસ્થે કુટિલ હલકાં સત્ત્વનાં થાય બોજ,
સ્થાને સ્થાને શઠ મદનની આણ વર્ત્તાય રોજ,
સાધ્વી બુદ્ધિ, પુનિત મનને, મૂર્છના દે હરામ,
તોએ લેખે જરઠ જન ના ઘોર ઉત્પાત નામ !

અહો ! બુદ્ધિવિપર્યય !

(ઇંદ્રવિજય છંદ.)

જે વરવીર પવિત્ર થતા અરિરક્ત થકી વપુ માંસલ ધોઈ,
પ્રાણ સમેત સમર્પણ સર્વ કરે પરની ન રહે વ્યથ જોઈ,
તે વરવીર થયા સ્તુતિપાઠક આંખ છતાં નિરખે ન અનીતિ.
ધિક્ક રૂઠયો ફિરતાર અસાર વિશે થઈ વીર તણી જવ પ્રીતિ,

સર્વથા, અધર્મ જેવાના નિત્યાભ્યાસનુજ આ ફળ છે.

**સંધિરાજ**—(મનમાં) આ ગાંડાને શું કહું ? શૌર્ય તો સમયે શોભે છે.

**પ્રતિહાર**—(પ્રવેશ કરીને) જય જય મહારાજ.

**અમરસત્ર**—પ્રતિહાર, શું છે ?

**પ્રતિહાર**—પૃથ્વીનાથ, રજવાડેથી બે જાસુસ આવ્યા છે. બાપજીને તાકીદે મળવાનુ કેહે છે.

**અમરસત્ર**—સત્વર પ્રવેશ કરાવ. (પ્રતિહાર જાય છે.)

**સંધિરાજ**—જોજો, જે હોય તેનો વિચારીને જવાબ દેજો. ક્રોધ પોતાનેજ બાળે છે.

**અમરસત્ર**—ચિંતા ન રાખો. (પ્રતિહાર જાસુસને લેઈને આવે છે.)

**જાસુસ**—(બે હાથે સલામો કરતા) પૃથ્વીનાથ, અખંડ ભૂમંડળ રાજરાજેશ્વર મહારાજાધિરાજ સામંતચક્રચૂડામણિ શ્રીમાન્ શ્રીએ આ ખલીતો આપને મોકલાવ્યો છે, અને કેહેવરાવ્યુ છે કે મ્હારા પરમ મિત્ર ગજસિંહના આપ કુલદીપક છતાં મને વડીલને મળવા પણ નથી આવ્યા, તેમાં રાજ્યની અદબની વાત તો આપણી વચ્ચે હોય નહિ, પણ તમારો પુત્રધર્મ તમે ન સાચવ્યો એ આશ્ચર્ય છે, માટે અવકાશે સત્વર પધારવું.

**અમરસત્ર**—નૃપકેસરીની કૃપા છે. (કાગળ વાંચી ભ્રમર ચ્હડાવી કાગળ સંધિરાજને આપતો આપતો.) નૃપકેસરીને મ્હારા પ્રણામ કેહેજો અને વિનંતી કરો કે આપની સમક્ષ આવવાને ઘણો ઉત્સુક છું, પરંતુ, આપની કૃપાને પાત્ર થવાય એવું કંઈ પણ કૃત્ય અદ્યાપિ થયુ નથી, એટલે વિલંબ થાય છે. તદપિ બે ચાર દિવસમાં હજુરમાં હાજર થઈશ.

**જાસુસ**—પૃથ્વીનાથ, મહારાજાને બહુ આગ્રહ છે, અમને ફેરો પડશે.

**સંધિરાજ**—ઘડી આવી જાઓ તો શો બાધ છે?

**અમરસત્ર**—આજે ભેટ મોકલીશુ; અને કાલે હાજર થશે, એમ કેહેજો.

**જાસુસ**—જેવી આજ્ઞા (એમ કહી સલામ કરી જાય છે.)

**સંધિરાજ**—ભેટ શી મોકલશો?

**ધનપાળ**—(ઉત્સાહથી) મહારાજાધિરાજ ગજસિંહના પ્રતાપી કુળદીપકને ઘટે તેવી. એના બધા દાખલા છે, મ્હારા હાથે લખેલા છે, લાવો, કા'ડીયે.

**સંધિરાજ**—પાછલા દાખલાનુ શું કામ છે? સમયને અનુસરીને કરવું.

**ધનપાળ**— તો જુઓને, આપણુ ઘર મ્હોટુ કેહેવાય; મહારાજા આપણી સાથે દોસ્તી રાખે છે; માટે શિરપાવ ભારે જોઈએ. અને વળી આજકાલ દેવી માયાવતીનુ જોર છે, તેમને અને તેમના મંડળને પ્રસન્ન રાખવુ પડે; ચક્રવક્રને સેવવાં જોઈએ. "પૈસો દેખી મુનીવર ચળે." વળી શિરપાવ લેઈને જેને મોકલો તે સારો માણસ જોઈએ.

અમરસત્ર—(જરા હસીને) વારૂ, આપ જઈ સકશો?

ધનપાળ—(પ્રસન્નતા દેખાડી) હાજી, તૈયાર છું.

અમરસત્ર—સાથે કોઈને લેઈ જશો?

ધનપાળ—સાથે સંધિરાજ મહારાજ છે તો પછી બીજાનું શું કામ છે?

અમરસત્ર—અસ્તુ, એમ કરો.

ધનપાળ—તો હવે શિરપાવ કોને કોને માટે અને શો શો લેઈ જવો તે હુકમ ફરમાવો.

અમરસત્ર—હું એવી બાબતમાં મન રાખતો નથી. આપ અને સંધિરાજ કાકાની નજરમાં આવે તે લેઈ જાઓ, આ જામદારખાનામાંથી શિરપાવ પસંદ કરો.

ધનપાળ—બહુ સારૂ મહારાજ, ઉઠો મહારાજ સંધિરાજ, જામદારખાનામાંથી બાપજીને શોભે એવા શિરપાવો પસંદ કરી લાવીએ. (બન્ને જણ જાયછે.)

અમરસત્ર—ઓહો! શી સરખે સરખી જોડ છે? એક લોભની અને બીજી દૈન્યની મૂર્ત્તિ! સર્વથા, ઉભયની સદ્દૃત્તિઓ સ્વાર્થમાંજ પર્યવસિત થઈ છે. જુઓને, આ વીરાગ્રણી મહારજ સંધિરાજની કેવી અવસ્થા? યુદ્ધ, સ્વાતંત્ર્ય, પરોપકાર, રક્ષણ ઈત્યાદિ, મરદને ઘટિત કર્ત્તવ્યોને મુઠી ભાટની પેઠે અંતઃપ્રસ્થનાં નીચ સત્ત્વ સાથે સમાધાન કરવામાંજ આ રણધીર પુરૂષની બુદ્ધિની પરાકાષ્ઠા આવી છે! એક હાથમાં મૃત્યુને ઝાલી બીજા હાથથી હઝારો વિકારી શત્રુના ધડ ઉપરથી શીપ રૂપી નાળિયેર ઉતારી તેનીજ તાજી ભેટ ચક્રવર્ત્તિ કેસરીને અનેક વાર સોંપી, હે નિર્વિકારી સંધિરાજ, શા સારૂ હવે આ મધુકરવૃત્તિ ત્હારે જોઈએ? અથવા, આ વૃદ્ધાવસ્થાનો આવિર્ભાવ છે, કાં કેઃ—

(વસંતતિલકા વૃત્ત.)

માથે ચ્હડી પલિતરૂપ કૃતાન્ત-દૂત,<br>
તોડે સુગાત્ર ઉતપાત કરે પ્રભૂત,<br>
લે છે હરી કરણ બુદ્ધિનું તેજ છેક,<br>
તે દુઃખમાં જરઠને ન રહે વિવેક.

અથવા मृत्यु रत्यंतविस्मृतिः ॥ એ વાત ખરી હોય તો,

( ગીતિ. )

મૃત્યુ સમીપે જાતાં, અધવચ નાસે સ્વમાન થઈ પંડ,
સુમતિ, પ્રીતિ, સ્મૃતિ, નાસે, ધૃતિ, બળ, જાતાં પડે પછી પંડ.

બીજી તરફથી આ અમાત્ય ધનપાળ શેઠની આ અવસ્થા હોય? અસંખ્ય ધન ભેગુ કરીને હજી વિશેષ ધન પ્રાપ્ત કરવાની, અહો! શી એની તૃષ્ણા? નથી એને કુટુંબનો સ્નેહ, નથી એને જાતનુ માન, નથી એને પ્રતિષ્ઠાનુ ભાન! સર્વથા,

( શિખરિણી વૃત્ત. )

જતાં લોભે બુદ્ધિ સ્વજન પરથી જાય મમતા,
દયા શ્રદ્ધા નાસે હૃદય પણ રાખે મલિનતા,
પરાર્થે શૂરાનાં સુખડસમ ઘાસે વપુ વય,
ઘસાયે લોભીની ત્યમ સુમતિ ધારી અવિનય.

અથવા દેહયાત્રાને અંતે આવેલા આ વૃદ્ધ પુરૂષો નિઃસંશય દયાપાત્ર છે, અવ્યક્તમાંથી આવી અવ્યક્તમાં જનારને વૃદ્ધપુરમાંયે ઢાળો કરવો પડે, તેમાં તેમનો શો દોષ? ખેર, આપણે તો એકજ નિશ્ચય છે.

**પિશુનમલ્લ**—(ધનપાળ અને સંધિરાજને આવતા જોઈ મનમાં) આ બે ક્યાં આવ્યા? એના મનનો નિશ્ચય જાણવાનો ખરો વખત હતો. (ધનપાળ અને સંધિરાજ શિરપાવ લેઈ આવે છે.)

**ધનપાળ**—જુઓ, બાપજી, શિરપાવ.

**અમરસત્ર**—તમે જે કહાડ્યો તે ખરો. આ કાર્યમાં તમે અને મહારાજા સંધિરાજ મ્હારા કરતાં વધારે અનુભવી છો.

**ધનપાળ**—કૃપાનાથ, કોઈને બોલવાપણુ ન રેહે માટે જેમ જેને ઘટે તેમ તેનો શિરપાવ કહાડ્યો છે. રાજ્યમાં તો સહુને રાજી રાખવા પડે. "રોટલો મળે એટલે કુતરાંએ ભસતાં બંધ રેહેછે," અને "લોટ મળે તો મૃદંગ પણ મધુર શબ્દ કહાડે છે." ભાઈ, વિષ્ણુ પણ લક્ષ્મીને છાતી સરસી રાખેછે તે કોને અળખામણી લાગે?

**અમરસત્ર**—(હસીને) આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. એમાં મને શંકા નથી, તો સમાધાનનો અવકાશજ ક્યાં છે?

**સંધિરાજ**—અમરસત્ર, આજ કોઈ રસ્તે આવી જાઓ તો ઠીક. જુઓ, નાહક લોકને વાત કરવાનો પ્રસંગ આપવો એ સારૂ નહિ.

ચાડીયા લોક જુઠાં સાચાં ભરવે એમાં શો માલ? રાણી માયાવતીનો સ્વભાવ તો તમે જાણો છો.

**અમરસત્ર**—નરપતિનુ મન સ્થિર છે.

**સંધિરાજ**—(વિચારીને) જેમ ઈચ્છા, પણ ઠીક નથી થતુ.

**અમરસત્ર**—(વિચારીને) ધનપાળ શેઠ, સંધિરાજ કાકાની ઈચ્છા છે કે મ્હારે આવવું. મ્હારાથી અવાય તેમ નથી. ધર્મપાળ મ્હારો પરમ મિત્ર છે. તે મ્હારે ઠેકાણે જાય તો સંધિરાજ કાકાની ઈચ્છા પ્રમાણે થાય. ધર્મપાળનો અને મ્હારો અભેદ મહારાજા સ્વીકારેછે. માટે એને જરૂર લેઈ જજો.

**ધનપાળ**—(મનમાં) એ છોકરો આવનાર નથી. મોઈ એ રાંડ, એનો છુટકો થયો નહિ, પણ જોઉછું. (તાણીને) પણ એ તો આવી સકે એમ નથી જણાતુ.

**અમરસત્ર**—ત્યારે તો ન આવે.

**ધનપાળ**—(ગભરાઈને) કંઈ નહિ, એમ હશે તો એનેયે લેઇ જઈશ. આ તો એને એક લફરૂ વળગ્યુ છે.

**અમરસત્ર**—એવું શું છે જે?

**ધનપાળ**—મહારાજ, શું પુછો છો? આજ કાલનાં છોકરાંને બૈરાં, બૈરાં ને બૈરાં. કેહેશે ઘર સાચવવું છે. પણ એ તો આવશે. એમ શું છે? "વાર્યું નહિ કરે તો હાર્યું કરશે."

**અમરસત્ર**—અરે! ભાઈ, અમે તમારૂ ઘર સાચવીશું. પણ જજો તો બે-બાપ-દીકરો.

**ધનપાળ**—બહુ સારૂ પૃથ્વીનાથ. દયા રાખજો. અમે તો તમારા છીએ. (ધનપાળ અને સંધિરાજ જાયછે.)

**અમરસત્ર**—હું પણ હવે તૈયારી કરૂ. (જાયછે.)

**પિશુનમલ્લ**—(મનમાં) શાની તૈયારી કરતો હશે? એ વાત ન જણાઈ. બે-ચાર વાતો તો હાથમાં આવી છે, તેની આઠ કરીશું. અને બીહાશ ઘરની મેળવીશું. વળી કોટવાળજી જુઠના સરદાર છે, તે મીઠું મરચુ પણ પુષ્કળ નાંખશે. રમુજ તો ઠીક આવી છે. આજ રાત્રે નવુ જુનુ થશે, પણ હવે જાઉ. (જાયછે.)

**બીજો અંક સમાપ્ત.**

# અંક ત્રીજો.

## સ્થલ, ધનપાળની હવેલીનો એક ખંડ.

(ધર્મપાળ એકલો.)

ધર્મપાળ—(નિઃશ્વાસ નાખતો.) હવે મ્હારે શું કરવું? આ તો બીજી રાત થવા આવી. ઘોર ચાંડાલ તો હજી આવ્યો નહિ. દુષ્ટના દૂતો દ્વારપાળ થઈ ઉભા છે, તેમની સાથે યુદ્ધ પણ કેમ સંભવે? તે તો બીચારા ચિઠીના ચાકર. વળી તેમને હરાવી ફ્હાડી મુકું તો કદાચ મ્હારી પ્રિયાની મુક્તિ થશે, પણ વિશુદ્ધિનુ રક્ષણ કેમ થશે? જ્યાં સુધી મહા ઘોર વિષમય પાપી મદન આ જગતમાં નિરંકુશ ફરે છે, ત્યાં સુધી એક સતી છુટી પણ બીજીની શી વલેહ? માટે હવે તો મદનનો સંહાર એજ ધર્મ્ય કાર્ય છે. અને એ સર્પ જેવો ચપળ હાથમાં કેમ અને કયારે આવશે, એજ ચિંતા છે. બીજી તરફથી રાતે મ્હારા બહિશ્ચર પ્રાણની રક્ષા કરવાને માટે મેહેલ પાછળ ફર્યો, આજ પણ આખો દિવસ પ્રિયાને ધીરજ આપવા અનેક વેશે અનેક સૂચક શબ્દ બોલ્યો, પણ તે ગુણવતી બાહેર પણ નીકળી નહિ. એની શી અવસ્થા થઈ હશે? ખરે! પરભૃતના પંઝામાં આવેલી ચકલીનુ રક્ષણ કરવા જેમ તેની જોડ દૂરથીજ ચંચુપ્રહાર કરે છે, તેવી મ્હારી અવસ્થા થઈ છે. અહો! પરભૃત મદન! તને વશ કરનાર જગતમાં કોઈ નથી? ગમે તેમ હોય, મરણીયો થયો તેને ભયનો કયાં અવકાશ છે? અથવા શાનુ ભય? આ કર્માનુસાર ક્ષાર કે મિષ્ટ થતા અપાર ભવસાગરમાં તણાતા મત્સ્યે એક સ્થળે ડુબકી મારી તો બીજે સ્થળે તે નીકળશે. આવા સ્થલાન્તર અથવા અવસ્થાન્તરને લઘુદૃષ્ટિનાં પ્રાણી ભલે મરણ કેહે, પણ ઈશ્વરકૃત સૃષ્ટિમાં મરણ એવી અવસ્થા નથી અને તેવો શબ્દ નથી, અને જેનુ અસ્તિત્વ નથી તેનુ ભય પણ કેવું? વળી "યદ્ભાવિ ન તદ્ભાવિ ભાવિ ચેત્ ન તદન્યથા." અને લાભાલાભ કે જયાજયની ઇચ્છારહિત ધર્માચરણમાંજ આનંદ રહ્યો છે. તેમ કરતાં કષ્ટ પડે તે કષ્ટ નથી, પણ પરિણામે થવાના ફ્લનો અંકુર છે. માટે આ અંતઃપ્રસ્થમાંથી કુમતિનો ઉચ્છેદ કરવો એજ પરમ ધર્મ છે. તો એ અધર્મમંડળનો અગ્રસરી પાપી મદન જ્યાં કલહ કે કેર વર્ત્તાવતો હોય ત્યાંથી શોધી કા'ડી તેને સંહારવા આ તરવાર લેઇને હવે નીકળુંજ. અરે અસિ,

(સોરઠો.)

પડે પંકમાં ત્હોય કુંદન તે કુંદન રહે,
સમ રહી મુજ કરમાંહ્ય નિજ પાણી ખોતી નહિ.

અથવા, પ્રિયાની–શિયળની–રક્ષા કરવા કો'ને પાણી ન ચ્હડે? ત્યારે આ કૃપાણ દુષ્ટ મદનનો ઘાત કરશે? કોણ જાણે? સતી સતીત્વની રક્ષા કરવાને સમર્થ છે. ચતુર સુભદ્રા મદનના પંઝામાં કોઈ વેળા પડી નથી, પડવાની નથી, એટલે મ્હારે તો મ્હારૂ કર્તવ્યજ કરવાનુ છે. સતી કે શીયળ–રક્ષણમાં દેહપતન સદર્થ છે. બસ, ત્યારે ચાલો–(તરવાર લેઈ રસ્તામાં પરિક્રમણ કરે છે, અને ચાલતો ચાલતો) અહો! શો વ્યાપાર! રાજસભામાં જવાને શો ઉદ્યમ! વર્ષાથી ભરયૌવનમાં આવેલી નદીના પૂરની પેઠે, શી આ હાર, રાજ્યમંડળરૂપી સમુદ્રને મળવા જાય છે? શાં સર્વનાં વદન હર્ષથી પ્રફુલ્લિત છે? ત્યારે મ્હારા જેવી ઉપાધિ કોઈને નહિ હોય? નહિજ તો, અથવા, ખરીજ તો–પણ માને તેને. અહો! શી વિપરીત અવસ્થા! અંતર્શોક બહિર્ ભભકમાં લીન થઈ ગયો, ચિત્તશાન્તિ વિત્તભ્રાન્તિમાં સમાઇ ગઇ, સદ્ગુણ નબળાઈરૂપે દેખાયો, ધર્મ મર્મમાં સમાયો, દુરાચરણમાં શૌર્ય અને પરાક્રમ મનાયાં. સતીની લજ્જા લૂટવામાંજ વિજય ગણાયો. બળમાં ન્યાય, અને છળમાં બુદ્ધિ પર્યવસિત થયાં. અરે! મ્હારા જીવ, આવા વિચાર તને પણ આજેજ થાય છે. તને ત્હારૂ સુખ અખંડ હતું ત્યાં સુધી પરપીડાનુ ક્યાં યથાર્થ ભાન હતું? અથવા—

(માલિની.)

સતત સુખવિમાને બેસતાં ઉચ્ચ ચાલી,
ક્ષણભર નહિ આંખો ત્હેં અધઃસ્થાન ઢાળી,
"કૃતિફળ સહુ વેઠે," ચિત્તને એમ વાળ્યું,
"महदपि परदुःखं शीतलं सम्यगाहुः"

ત્યારે મ્હારી ઉપાધિ સામે પણ અત્યારે કોઈ ન જુએ, એમાં તેનો શો દોષ? મ્હારા ઉપર કોઈને અનુકંપા નહિ—

(વિદ્યાધર પ્રવેશ કરેછે અને અમરસત્ર જરા છેટેથી પ્રવેશ કરે છે.)

**વિદ્યાધર**—એમ નથી.

**ધર્મપાળ**—આ પરિચિત શબ્દ કો'ના? કોણ મિત્ર વિદ્યાધર?

**વિદ્યાધર**—હા. પણ આપ સભામાં જવાના હતા તે અહીં ક્યાંથી? ન જવાનુ કારણ?

**ધર્મપાળ**—દશા.

**વિદ્યાધર**—દશા તો ખરીજ તો, નહિ તો કાર્યભાર ક્યાંથી? હવે દશાને ઠેકાણે પૂર્વદશા એમ બોલો.

**ધર્મપાળ**—બળ્યો એ કાર્યભાર! મ્હારે તેને શું કરવો છે?

**વિદ્યાધર**—રાજ્યભાર જોયતો હશે?

**ધર્મપાળ**—અરે ભાઈ, મ્હારે તો તેયે નથી જોયતો અને એયે નથી જોયતો. શા કામનો રાજ્યભાર કે કાર્યભાર જ્યારે માથે ભાર લીધા છતાં પણ સ્વધર્મ ન પળાયો કે પરોપકાર ન થયો?

**વિદ્યાધર**—એમ કહોને કે—

(શિખરિણી વૃત્ત.)

રળીરષ્ટે જ્યારે સ્વજન સહ રૂહેવાય ન ઘડી,
ચિતા ચિંતા લાગે હત મન-સ્મશાને હરઘડી,
દશાશાથી આશા-ત્રુટિત ભય સર્વત્ર વરસે,
પછી શી રાજ્યેચ્છા? નહિ તિમિરને તેજ પરશે.

**ધર્મપાળ**—ભલે તું એમ કેહે તો એમ.

**વિદ્યાધર**—પણ આર્ય, મહારાજાધિરાજ અમરસત્રની આજ્ઞા છે કે આપે સભામાં જવું તે આજે પેહેલવેહેલી કેમ ચુકયા?

**ધર્મપાળ**—શ્રીમાન્ શ્રી અમરસત્રને પ્રિયતર લાગે એવા કામમાં પ્રવૃત્ત છું.

**વિદ્યાધર**—તે ગમે તેમ હો પણ—

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

ધારી જન્મ ધરી ન ભીતિ જગમાં સ્વપ્ને કશાની રતિ,
ધાર્યું કૃત્ય કરાવવા જનમથી રાખી હઠીલી મતિ,
ઉર્જ્જસ્વી બલવાનની રહીં શકે શું અકૃપા વાંઝણી?
આજ્ઞાભંગ સહી શકે નહિ મહા સામંત-ચૂડામણિ.

માટે જે કરો તે વિચારીને કરજો.

**ધર્મપાળ**—વયસ્ય! ખરૂ, પણ.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

શૂરો સિંહ દયાળુ મેઘ સરખો ધીરો વિવેકી સદા,
રાજા શ્રીઅમરેશ જોઈ અબળા કે દીનની આપદા,
જાતે કષ્ટ સહે તથાપિ ગજવે સત્કાર્યમાં જંગ જે,
આજ્ઞાભંગ શરીરભંગ અથવા સાંખે બધા ભંગ તે.

અમરસત્ર—(પાસે આવીને) યથાર્થ કહ્યું, ધર્મપાળ.
ધર્મપાળ—કૃપાનાથ! આપ અત્ર ક્યાંથી? શું પ્રયોજન?
અમરસત્ર—વયસ્ય! ક્યાંથી તે ઘેરથી, પ્રયોજન ત્હેં કહ્યું તેજ.
ધર્મપાળ—(આશ્ચર્ય દેખાડી) હે મહારાજ! શું મ્હેં કહ્યું તે? મ્હારી વ્યથા—

અમરસત્ર—હું નિવારણ કરીશ.

વિદ્યાધર—તથાસ્તુ, પણ હવે શેહ્તુ શું કરવું છે? એમને ક્યાં મોકલશો?

ધર્મપાળ—સૂર્ય આગળજ અરૂણ હોય. ક્યાં શું? જ્યાં અમરસત્ર ત્યાં ધર્મપાળ.

અમરસત્ર—મિત્ર, તું આજે રાજ્યસભામાં જા.
ધર્મપાળ—આજ્ઞા માન્ય કરવા તૈયાર છું, પણ—
અમરસત્ર—પણ મ્હારૂ વૃથા જવાનુ નથી.

ધર્મપાળ—નિઃસંશય, એમજ છે. પરંતુ નારાયણથી નર જુદો ક્યારે સાંભળ્યો છે? માટે આપ ત્યાં હું.

અમરસત્ર—ખરૂ, પણ સભામાં મ્હારે બદલે કોણ?
ધર્મપાળ—વિદ્યાધર.

વિદ્યાધર—(સંભળાય તેમ પણ ધીમેસાદે) ત્હારૂ કલ્યાણ થજો, ધર્મપાળ. એકના એકવીસ થજો. (તાણીને) હા, મને આજ્ઞા કરો તો તૈયાર છું. કેમ છે મરજી?

અમરસત્ર—ના, મિત્ર, તને જો મ્હારો અવિશ્વાસ હોય તો તું રૂહે, નહિ તો ત્યાં જા, એમાં હિત છે.

ધર્મપાળ—પણ મ્હારે માટે આપ સંકટ સેવો ને હું રાજ્યસભામાં-એમ કેમ બને? પૃથ્વીનાથ, આવે સમયે અને આ કાર્યમાં મને જુદો રાખવો ઉચિત—

અમરસત્ર—છેજ.
ધર્મપાળ—પણ એ શું જાણશે કે આપ મ્હારા વત્સલ છો?
અમરસત્ર— તે એ જાણે છે.
ધર્મપાળ—(આશ્ચર્ય પામીને) હે—

અમરસત્ર—વાત કરવાનો હવે સમય નથી. માટે તું જા સભામાં, પિતાને પ્રસન્ન કર. શંકાનુ કારણ નિવર્ત્તન કર. હવે કાળક્ષેપ નકામો છે.

**ધર્મપાળ**—જેવી આજ્ઞા. પણ મહારાજ, એ ત્રિપુરવિજયી છે.

**અમરસત્ર**—બહુ સારૂ, હવે જા. તું સહાય થઈ શકે તો રેહે.

**ધર્મપાળ**—સિંહને સહાય કેવી? પણ આપ ધર્મ્ય કાર્યમાં અને સુયશમાં મને ભાગ નથી આપતા, તો જોવાનો તો લાગ આપો.

**અમરસત્ર**—આજના યશમાં વિદ્યાધરને ભાગ દેવો છે, તને કોઈ બીજે પ્રસંગે.

**વિદ્યાધર**—(ધીમેસાદે) આ ઉતાવળીયો મસ્તાની સિંહ એમજ જાણે છે કે બધાયે એના જેવા હશે. આપણે તો એ યોધને જોઈ હૈયાફાટ થવાના છીએ. લાવને કહી જોઉં. (તાણીને) વયસ્ય! આ કાર્યમાં તો ધર્મપાળને જ ભાગ આપવો ઘટે છે; માટે હું ખુશીથી મ્હારો દાવો મુકી દેઉછું. (મનમાં) આપણુયે નમતુ શીદ આપીયે. (તાણીને) હું વળી કોઈ બીજા કાર્યમાં સાથે આવીશ.

**ધર્મપાળ**—ઠીક કેહે છે, વિદ્યાધર, પૃથ્વીનાથ.

**અમરસત્ર**—

(વસંતતિલકા વૃત્ત.)

ત્હારા સખે! વિરહ-ઇંધનથી તપેલ,
ભદ્રાતણું રૂધિર બાષ્પ થઈ સરેલ,
જોતાં કૃપાણ ધરીને નિજ ધાર પાણી,
લેશે હતાજ્ઞ રિપુના પણ પ્રાણ તાણી.

માટે હવે જા. પણ ઉભો રેહે. આ ત્હારો કૃપાણ મને આપ, મ્હારો કૃપાણ તું લે. ધર્મના શસ્ત્રથીજ મદનનો શિરચ્છેદ ઘટિત છે.

**ધર્મપાળ**—જેમ આજ્ઞા. (શસ્ત્ર અદલા બદલી કરેછે.)

**અમરસત્ર**—હવે જા, રાજ્યસભામાં જઈ મ્હારી રાજ્યભક્તિ તું બતાવ, સતીમંદીરમાં જઈ ત્હારી કાર્યશક્તિ હું બતાવીશ.

**ધર્મપાળ**—અસ્તુ. (જાયછે.)

**અમરસત્ર**—વયસ્ય! જો આપણે નિર્મિત સ્થળે આવ્યા હોં! શી રમણીયતા!

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

કોર્યાં ચિત્રવિચિત્ર ચિત્ર અહુણાં જાણે ઉડી બાઝશે,
મેઘાડંબર મેઘશાં ઝઝુમતાં જાણે જળે ગાજશે,
શું ઇંદ્રાસન ઈંદ્રપ્રસ્થ અથવા ગોલોક અત્રે ઠરે,
ઝેરી તક્ષક આ સુરક્ષિત સ્થળે ચિંતાસમો સંચરે!

વિદ્યાધર—મહારાજા ગજસિંહનોજ પ્રતાપ સાક્ષાત્ થયો છે.

(ગીતિ.)

કુંદ્ધરે આશ્રિતને, જળમય નયનો કરે અધમ જનનાં,
રતિ પોષે અરિ શોષે, કરે બળેલાં હૃદય-કુમુદ શઠનાં.

અમરસત્ર—વયસ્ય, પણ.

(વસંતતિલકા વૃત્ત.)

ચુંટે કરી ભ્રમર-પ્રીતમ તો હણાય,
તે ભીતિથી કમળ વારિવિશે સુહાય,
રાખે નિવાસ ઉણુ નિર્મળ દીર્ઘિકાએ,
તે જોઈ અત્ર ક્યમ હર્મ્ય કરી પિતાએ ?

વિદ્યાધર—એમાં પિતાજીનો શો વાંક? જેવી અસ્થાને કૃપા તેવી અસ્થાને હર્મ્ય. પણ એ તો ધનપાળ શેઠને ગમ્યું તે ખરૂ.

અમરસત્ર—પણ આવી દુષ્ટ વસતીમાં આમ ધનનો વ્યય ?

વિદ્યાધર—દુષ્ટ તો આપણે મન કેની? શેઠને શું? "ઉંટ તો મરે તોયે મારવાડ સામુ જુએ." બાકી બીજાં સદ્વ્યયનાં સ્થાન ઘણાંયે છે.

(ગીતિ.)

દુઃખે દહાડા કા'ડે, વિપત્તિ સેવે સહે પરાધીનતા,
તદપિ વિદેશ ન જાયે, ધિક્ મૂઢનાં પ્રમાદ ને જડતા.

અમરસત્ર—ખરૂ, પણ, ત્યારે આ પાપી મંડળ ક્યાં સર્વગુણ સંપન્ન છે?

વિદ્યાધર—આપણા કરતાં વધારે. અને કંઈ ન્યૂનતા હોય તેથી આટલાયે આપ ફાવો છો. નહિ તો,

(રોળા વૃત્ત.)

હિંમત, બળ ને સંપ, પરસ્પર સાચી પ્રીતિ,
સ્વકાર્યમમતા અને હઠાગ્રહ, ઉદ્યમ, નીતિ,
તે સાથે જો ધૈર્ય દયા હોયે દુર્જનમાં,
અજિત થાય તો સદ્ય મૃત્યુ પેઠે ત્રિભુવનમાં.

અમરસત્ર—હવે થયા અજિત. જણાશે આજ-ભાટાઈ કરેછે તે.

વિદ્યાધર—જણાશેજ તો. અહીં બુદ્ધિ વિનાનાં સિંહનાં બચ્ચાં પકડવાનાં નથી, અહીંતો સામો એવો છે કે,

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત)

'જેણે શંભુ સ્વયંભુ શક્ર હરિને સ્ત્રીના કર્યા સેવક,
પ્રેર્યા રાનવિશે છળી બલિ કર્યા કૌપીનના ગ્રાહક,
કેને સ્ત્રીવત રક્ત વસ્ત્ર અરપ્યાં નાગા કર્યા કોઈને,'
તે પાપી નરવ્યાલ સાથ લઢતાં યોગી રહ્યા રોઈને.
વળી—જેણે

(હરિગીત)

ચક્રવે કરી છે જીવની સહુ સૃષ્ટિ ઘટ ઘટ સંચરી,
બુધ સંયમીની કીર્તિને બળથી ગ્રહી ગૃહિણી કરી,
ભય, નીતિ, પ્રીતિ, વિવેકથી, સંબંધ પણ ગાઢા કર્યા,
અરિના મુકુટમણિ ભૂ ખણી ફણિધર શિરે પાછા ધર્યા.

**અમરસત્ર**—(કાન દાબીને) બસ, હવે હું આ નહિ સાંખુ. અધમજનની કીર્ત્તિ ગાનાર, અરે વિદ્યાધર, ધિક્કાર છે તને.

**વિદ્યાધર**—તે આ મ્હારો તિરસ્કાર કરવામાંજ પરાક્રમ આવ્યું કે ? હંમ્.

ગીતિ.

રણકો ભારે કરતો, ખાલી ઘટ ને મયૂર બહુ પ્રલપે,
ચિત્તા બાજ ન બોલે, તોપણ સમયે શીકાર ઝટ ઝડપે.

**અમરસત્ર**—(ક્રોધથી) લે ત્યારે, (તરવાર ખેંચેછે.)

**વિદ્યાધર**—કૃપાનાથ, એ તો હું છું, મને મારશો મા. મદન તો—(મદનસિંહ આવતો દેખાય છે.)

**અમરસત્ર**—આ આવ્યો. લેઉ ત્હારા પ્રાણ અનાર્ય, જોઈ લે હવે.

(વસંતતિલકા વૃત્ત.)

ત્હેં જેમ રાંક જનનાં સુખ, લાજ, ધર્મ,
સ્વાતંત્ર્ય, વૈભવ, હર્યાં કરી નીચ કર્મ,
તાણીશ તેમ તુજ શોણિત, માંસ, ચર્મ,
ત્હારૂં, અધીર, ચુંથશે ગિધ કાક ચર્મ.

અથવા ચાંડાલ,

(રોળા વૃત્ત)

આશા જનની જેમ ઉગતામાં ત્હેં રૂંહેંશી,
સંપ શાન્તિનો ઘાત કર્યો પરગૃહમાં પેશી,
તુજ વનિતાના તેમ વાળ આજે ખેંચાશે,
પ્રજા તણાં સહુ કષ્ટ જીવ તુંજ સાથે જાશે.

અહો ! કુલાઙ્ગાર,    (ગીતિ.)

પરસ્ત્રી ને પરપુત્રી, દૂષિત કરતાં બન્યું ઉરગ ઉર,
પશ્ચાત્તાપસમો પણ, વૃશ્ચિક ડસશે ક્ષણે ક્ષણે ક્રૂર.

અરે ! એ તો આ પેઠો, ત્યારે હુંયે ખ્હડી આ ઝરુખે ઉભો રહુ. (એકદમ ચ્હાડી જાયછે અને છુપાઈને ઉભો રેહેછે.)

**વિદ્યાધર**—અહો ! શું શૌર્ય ! શી પરોપકારવૃત્તિ ! સર્વથા, ઉભયનુ લગ્ન મિત્રના હૃદયમંડપમાં થયુ છે. ત્યારે એને આટલો ચ્હડાવવામાં શું વધારે હતુ ? મદન ઉપર એનો દૃષ્ટિપાત એજ ક્રોધની પૂર્ણાહુતિ છે. પણ હું અહીં કેમ ઉભો ? મિત્ર ભય સન્મુખ જાય અને હું અહીં રહુ એ અનુચિત કર્મ હુંથી કેમ થાય ? ત્યારે હવે શું ? ગમે તેવો તોપણ હું અમરસત્રનો મિત્ર. એ તો એજ. એની રક્ષા કરવી. એનાથી પુત્ર દારા ને વૈભવ શું વધારે છે ? અથવા—

(ગીતિ.)

લક્ષ મરો પણ તેનો, પાલનકર્ત્તા મરો નહિ ક્યારે,
તારા નિત્ય ગરે પણ, શશિરવિગ્રહણે વ્યથા વ્યોમ ધારે.

માટે આ ધસમસી આવતા નરવ્યાલને પકડવા જતા મ્હારા જેવા અનેક નોંધારાના આધારને આશિષથી, અસિથી કે અસૂથી સુરક્ષિત કરવા આ હું હીંડયો. (ઉંચે ચ્હડી અમરસત્ર પાસે જાયછે.)

**અમરસત્ર**—તું અહીં કેમ આવ્યો ?

**વિદ્યાધર**—આપની પાસે રહેવા.

**અમરસત્ર**—જા, જા, ફટકીને મરી જશે, ભટજી લડવા આવ્યા છે !

**વિદ્યાધર**—ભટજી પણ આપનો. એમ છતાં લડાશે નહિ પણ અકાલે લડતાં અટકાવીશ તો ખરો. પણ જુઓ, પણે શું થાય છે ?

**અમરસત્ર**—સર્વથા શશિલેખાને ગ્રહવા રાહુ મથે છે.

**વિદ્યાધર**—અહો !

(સોરઠો.)

સુંદર ગુણ-આગાર ધર્મસિંધુ સીતા સતી,
સાથે રમવા જાર, રાવણ રણવાસે ચ્હડ્યો.

(મદનસિંહ અંદર દાખલ થાય છે, અને છોભીલી પડી સુભદ્રા પલંગની બાજુએ ખસી જાય છે અને ઉભી રેહે છે.)

**મદનસિંહ**—કેમ દાસી, કેવો બંદોબસ્ત રાખ્યો છે ?

**વિદ્યાધર**—ત્હારી રાંડ રાંડે એવો, બીજો તે કેવો ?

**દાસી**—(હાથ જોડીને) મહારાજ, મ્હેં તો બહુ કહ્યું પણ—

**મદનસિંહ**—(પગ પછાડીને) લુચ્ચી, આખો દિવસ અને આખી રાત ગઈ તોપણ "પણ પણ"ની વાત કરે છે? બોલ શું કર્યું?

**દાસી**—(થરથરતી) ભાઈ સાહેબ, ભૂલી. મ્હેં ન સાચવ્યું હત તો કંઇનુ કંઈ થાત.

**મદનસિંહ**—(દાંત કચરડી અને હાથની મુઠીયો ભરી) રાંડ, મ્હારા પૈસા ખાઈ ગઈ, મ્હારી અદબ જોઇ ગઈ, અને હજી કંઇ નથી કર્યું? (બરડામાં એક મુક્કી મારે છે.)

**સુભદ્રા**—ત્હારૂ સત્યાનાશ જાયરે, રાંડ કેહેતી હતી કે પતિએ મોકલી છે.

**દાસી**—ખમા કરો, મદન મહારાજ, ખમા કરો. હું આપને અડચણ નહિ આવવા દેઉ. આપણે બે છીએ અને એ એકલી છે.

**મદનસિંહ**—તું મને મદદ કરવાવાળી? લેતી જા, રાંડ. (એમ કહી છરો કહાડી તેનુ નાક કાપવા જાય છે.)

**સુભદ્રા**—અરેરે, આ શો કોપ–મ્હારા ઘરમાં? અરે કોઈ ધાવરે– (એટલું બોલી મૂર્છામાં પડી જાય છે તેને જોવાને તેની તરફ મદનની દૃષ્ટિ થતાં દાસી નાસી જાય છે અને નીચેથી દાદર અડકાવી સાંકળ મારે છે, અને અમરસત્ર ધાતો હતો તેને વિદ્યાધર અટકાવે છે.)

**અમરસત્ર**—શું કરવા અટકાવે છે? કરવા દેને એક ઘાથી બે કડકા.

**વિદ્યાધર**—હજી વાર છે. જુઓ તો ખરા, એ શું કરે છે તે.

**અમરસત્ર**—આવો લાગ ક્યારે આવશે? સતી મૂર્છિત છે. દાદર એનીજ દાસીયે બંધ કર્યો છે. હવે નાસશે પણ ક્યાં?

**વિદ્યાધર**—(મનમાં) કહીશ તો વેગે ભરાશે, પણ એણે બખ્તર પેહેર્યું છે. (તાણીને) મિત્ર, હજી એણે અપરાધ કર્યો નથી, માટે ધૈર્ય ધરો.

**અમરસત્ર**—એ પણ ખરૂ, પણ હવે બહુ ચેળ થઇ છે મ્હારા હાથને.

**વિદ્યાધર**—ઉચિતજ થયું છે.

(ગીતિ.)

કામ ક્રોધ મદ વધતાં, પાપતણો ઘટ ભરાય જ્યમ અરિનો,
ત્યમ ત્યમ વીર ભરાશે નયને, ને બળ કરે, ઉરે ફીનો.

**અમરસત્ર**—વારૂ, એ શું કરે છે તે જો.

(મદન શસ્ત્ર અને બખ્તર ઉતારે છે.)

વિદ્યાધર—અહો !

(વસંતતિલકા વૃત્ત.)

સંસાર ત્યાગ બુધ જેમ કરે કરારે,
કે સૂક્ષ્મદેહ વપુ સ્થૂળ વિરક્ત ધારે,
નિર્ભીત વ્યાલ જ્યમ કંચુકને નિવારે,
આ દુષ્ટ તેમ નિજ બક્તરને ઉતારે.

ખરેખર, ગાલે ચ્હડીનેજ મોત આવ્યું છે. નથી જાણુતો કે હાથવેંતમાં યમરાજનાં પગલાં વાગે છે. અરેરે, શો મનુષ્યનો ચરસ !

(દ્રુતવિલંબિત વૃત્ત.)

શિરસ ઉપર કે પદની તળે, મરણ સન્નિધિમાં અથવા પળે,
તદપિ લોક અહંમમ ના તજે, શઠ, તજી ધ્રુવ, અધ્રુવને ભજે.

અમરસત્ર— હવે રેહેવા દે ત્હારૂં તત્ત્વજ્ઞાન. જો એ તો આવ્યો સુતેલી સતી સન્મુખ. હંમ્.

(માલિની.)

મુજ વિજયપતાકા સુંદરીની વિશુદ્ધિ,
મુજ નિકટ છતાં તું સ્પર્શવા મંદબુદ્ધિ,
અફલ શ્રમ કરે છે ખોઇને સર્વ શુદ્ધિ,
રણુભટ થઇને ધિક્ તાકતો તાક ઉંધી.

વિદ્યાધર ! વિદ્યાધર ! તિમિરને જોઇ ચપલા નાસી ગઈ તો આ તો તિમિરાધીશ છે, તેને જોઈ આ અબલાની શી ગતિ ? પણ મિત્ર, જો એ શું કરે છે ?

વિદ્યાધર—(જોઇને).

(વસંતતિલકા વૃત્ત.)

અંભોધિના ક્ષિતિજમાં બિજ-ચંદ્રલેખા,
સંધ્યાસમે ઝળકતી જ્યમ રત્નરેખા;
તેને શિરે ઝઝુમતી જ્યમ મેઘમાળ,
આ પદ્મિણી પર ભમે ત્યમ રાજશ્યાલ.

અમરસત્ર—જો, જો, આ તો એનો સ્પર્શ કરવા જાય છે.

(મદનસિંહ સુભદ્રાને સ્પર્શે છે એટલે સુભદ્રા મૂર્છામાં ચમકે છે.)

મદનસિંહ—(જરા આઘો ખસીને) અહો ! શું એના મુખનો સુવાસ ? શો ચમકારો ? જાણે વાદળની વીજ. અહો ! આવી રૂપસુંદરી પરી આવે ઠેકાણે પણ રેહે છે ! પડી પડી પણ શી એની ભભક ધમક ?

**દાસી**—( હાથ જોડીને ) મહારાજ, મ્હેં તો બહુ કહ્યું પણ—

**મદનસિંહ**—( પગ પછાડીને ) લુચ્ચી, આખો દિવસ અને આખી રાત ગઈ તોપણ "પણ પણ"ની વાત કરે છે? બોલ શું કર્યું?

**દાસી**—( થરથરતી ) ભાઈ સાહેબ, ભૂલી. મ્હેં ન સાચવ્યું હત તો કંઇનુ કંઈ થાત.

**મદનસિંહ**—( દાંત કચરડી અને હાથની મુઠીયો ભરી ) રાંડ, મ્હારા પૈસા ખાઈ ગઈ, મ્હારી અદબ જોઇ ગઈ, અને હજી કંઇ નથી કર્યું? ( બરડામાં એક મુક્કી મારે છે. )

**સુભદ્રા**—ત્હારૂ સત્યાનાશ જાયરે, રાંડ કેહેતી હતી કે પતિએ મોકલી છે.

**દાસી**—ખમા કરો, મદન મહારાજ, ખમા કરો. હું આપને અડચણ નહિ આવવા દેઉ. આપણે બે છીએ અને એ એકલી છે.

**મદનસિંહ**—તું મને મદદ કરવાવાળી? લેતી જા, રાંડ. ( એમ કહી છરો કહાડી તેનુ નાક કાપવા જાય છે. )

**સુભદ્રા**—અરેરે, આ શો કોપ-મ્હારા ઘરમાં? અરે કોઈ ધાવરે- ( એટલું બોલી મૂર્છામાં પડી જાય છે તેને જોવાને તેની તરફ મદનની દૃષ્ટિ થતાં દાસી નાસી જાય છે અને નીચેથી દાદર અડકાવી સાંકળ મારે છે, અને અમરસત્ર ધાતો હતો તેને વિદ્યાધર અટકાવે છે. )

**અમરસત્ર**—શું કરવા અટકાવે છે? કરવા દેને એક ઘાથી બે કડકા.

**વિદ્યાધર**—હજી વાર છે. જુઓ તો ખરા, એ શું કરે છે તે.

**અમરસત્ર**—આવો લાગ ક્યારે આવશે? સતી મૂર્છિત છે. દાદર એનીજ દાસીયે બંધ કર્યો છે. હવે નાસશે પણ ક્યાં?

**વિદ્યાધર**—( મનમાં ) કહીશ તો વેગે ભરાશે, પણ એણે બખ્તર પેહેર્યું છે. (તાણીને) મિત્ર, હજી એણે અપરાધ કર્યો નથી, માટે ધૈર્ય ધરો.

**અમરસત્ર**—એ પણ ખરૂ, પણ હવે બહુ ચેળ થઇ છે મ્હારા હાથને.

**વિદ્યાધર**—ઉચિતજ થયું છે.

( ગીતિ. )

કામ ક્રોધ મદ વધતાં, પાપતણો ઘટ ભરાય જયમ અરિનો,
ત્યમ ત્યમ વીર ભરાશે નયને, ને બળ કરે, ઉરે ફીનો.

**અમરસત્ર**—વારૂ, એ શું કરે છે તે જો.

( મદન શસ્ત્ર અને બખ્તર ઉતારે છે. )

વિદ્યાધર—અહો!

(વસંતતિલકા વૃત્ત.)

સંસાર ત્યાગ બુધ જેમ કરે કરારે,
કે સૂક્ષ્મદેહ વપુ સ્થૂળ વિરક્ત ધારે,
નિર્ભ્રાંત વ્યાલ જ્યમ કંચુકને નિવારે,
આ દુષ્ટ તેમ નિજ બક્તરને ઉતારે.

ખરેખર, ગાલે ચ્હડીનેજ મોત આવ્યું છે. નથી જાણતો કે હાથ-વેંતમાં યમરાજનાં પગલાં વાગે છે. અરેરે, શો મનુષ્યનો ચરસ!

(દ્રુતવિલંબિત વૃત્ત.)

શિરસ ઉપર કે પદની તળે, મરણ સન્નિધિમાં અથવા પળે,
તદપિ લોક અહંમમ ના તજે, શઠ, તજી ધ્રુવ, અધ્રુવને ભજે.

અમરસત્ર— હવે રેહેવા દે ત્હારૂં તત્ત્વજ્ઞાન. જો એ તો આવ્યો સુતેલી સતી સન્મુખ. હંમ્.

(માલિની.)

મુજ વિજયપતાકા સુંદરીની વિશુદ્ધિ,
મુજ નિકટ છતાં તું સ્પર્શવા મંદબુદ્ધિ,
અફલ શ્રમ કરે છે ખોઇને સર્વ શુદ્ધિ,
રણભટ થઇને ધિક્ તાકતો તાક ઉંચી.

વિદ્યાધર! વિદ્યાધર! તિમિરને જોઇ ચપલા નાસી ગઈ તો આ તો તિમિરાધીશ છે, તેને જોઈ આ અબલાની શી ગતિ? પણ મિત્ર, જો એ શું કરે છે?

વિદ્યાધર—(જોઇને).

(વસંતતિલકા વૃત્ત.)

અંભોધિના ક્ષિતિજમાં બિજ-ચંદ્રલેખા,
સંધ્યાસમે ઝળકતી જ્યમ રક્તરેખા;
તેને શિરે ઝઝુમતી જ્યમ મેઘમાળ,
આ પદ્મિણી પર ભમે ત્યમ રાજશ્યાલ.

અમરસત્ર—જો, જો, આ તો એનો સ્પર્શ કરવા જાય છે.

(મદનસિંહ સુભદ્રાને સ્પર્શે છે એટલે સુભદ્રા મૂર્છામાં ચમકે છે.)

મદનસિંહ—(જરા આઘો ખસીને) અહો! શું એના સુખનો સુવાસ? શો ચમકારો? જાણે વાદળની વીજ. અહો! આવી રૂપસુંદરી પરી આવે ઠેકાણે પણ રેહે છે! પડી પડી પણ શી એની ભભક ધમક?

**વિદ્યાધર**—મિત્ર! મૂર્છિત સ્ત્રીની ચમકથીજ આઘો ખસનાર આ નિશાચર તેની જાગૃતિમાં શું ઉભો રેહેનાર છે?

**અમરસત્ર**—સૌમ્યાકૃતિ સતી અનાર્યને તો બિહામણીજ લાગે.

(ગીતિ.)

રણસંગ્રામે લડતાં મુખમુદ્રા સૈન્યનાથની ભારે,
ભદ્ર સ્વજનને લાગે રૂદ્ર બની પણ શત્રુહૃદય શા'રે.

મદન! ન્હોય વાતો, સતીનુ સત્ય ભગાવવુ છે આતો. અંધ, નથી જોયો ત્હેં શુદ્ધ આર્યાનો પ્રતાપ–જેની જીભને ટેરવે અષ્ટસિદ્ધિનો વાસ છે.

**મદનસિંહ**—હવે શું કરૂં? શું કરૂં તો આ કાચની પુતળી જાગૃત થાય. (માથે હાથ મુકી ઉભો રેહે છે ને સુભદ્રા સામે જોઈ રેહે છે.)

**વિદ્યાધર**—શી મૂઢતા!

(દ્રુતવિલંબિત વૃત્ત.)

હૃદયમાં જવ કામ ભરાય છે, ધરમ બુદ્ધિ ગતાગમ જાય છે,
નય દયા ભય લાજ જતાં સહુ, મદન મૂરખને ચટકે બહુ.

**મદનસિંહ**—હવે શું વિચારવાતુ હતુ? બે હાથથાં પકડી લેવી, બેભાન હશે તો ઓછી પંચાત–પાછળથી ધણીયે જાગશે. (બે હાથે સતીને પકડવા જાય છે, તે ચમકી સફાળી ઉઠી આઘી ખસી જાય છે.)

**વિદ્યાધર**—અહો! શો વિશુદ્ધિનો મહિમા! મૂર્છામાં પણ દુષ્ટસ્પર્શ નથી થવા દેતી-આ સૌભાગ્યવતી.

(ગીતિ.)

બાલક પેઠે રૂમે, ચાંદો લેવા ભલે મૂર્ખ કામે,
પણ ફણિધર–મણિ પેઠે, સતી મુવાવિણ ન સ્પર્શ તે પામે.

અહા! શી ચપલતા! ન રહી શ્વાસ ખાવા, ન રહી ન્યાળી જોવા, ન રહી વિચાર કરવા; જાણે શ્વાસ, દર્શન અને વિચાર એકજ કાળે થયાં ન હોય? (સુભદ્રા તરફ મદન જાય છે એટલે તે દૂર ખસી જાય છે.)

**અમરસત્ર**—મિત્ર, મિત્ર, હવે ચેત, જો ખરો બારીક સમય આવ્યો છે. (તરવાર ઉઘાડી મારવાનેજ હોય તેમ ઉચ્ચી પકડે છે.)

**વિદ્યાધર**—હજી વાર છે, જુઓ, શું થાય છે.

**અમરસત્ર**—પણ શું કરવા સતીને આમ વિમાસવા દેવી?

**વિદ્યાધર**—ધીરજ રાખો.

**અમરસત્ર**—હવે ધીરજ કેટલી?

(ગીતિ.)

દુષ્મન માથે ગાજે, કૃપાણ ઉચ્ચો કરી જયમ કૃશાનુ,
રણલક્ષ્મી સંશયમાં પડે પછી ધૈર્ય રાખવુ શાનુ ?

(છલંગ મારવાનુ કરે છે પણ વિદ્યાધર અટકાવે છે.)

**વિદ્યાધર**—મિત્ર, વિશુદ્ધિનો પ્રતાપ તો જુઓ. આપનાથી તેનુ બળ ઓછુ નથી.

**અમરસત્ર**—યથાર્થ છે. પણ બરોબર સંભાળવુ. રખેને અબળા ઉપર બલાત્કાર ન થાય.

**મદનસિંહ**—અરે પ્રિયા!

**વિદ્યાધર**—સાંભળો હવે.

**સુભદ્રા**—દુષ્ટ, પાપી, કોણ છે-તું, મ્હારા ઘરમાં આવનાર, ચોર?

**મદનસિંહ**—અહા! શી ત્હારી મધુરી વાણી? શું કરવા ડરે છે? જો ત્હારા ઉપર હું કેવો મોહિત થઇ ગયો છુ?

**સુભદ્રા**—મૂઢ, અધમ, ચાંડાલ, શું બકે છે? જાણતો નથી કે ત્હારા જેવા મદ્યપનુ આ સ્થાન નથી, નહિ ચાલે-ત્હારાં તોફાન, અનાર્ય.

**મદનસિંહ**—(હસીને) ઓહો! શી ત્હારી ગાળોમાં પણ મીઠાશ? (તેના ઉપર ધસેછે અને સુભદ્રા પલંગની સામી બાજુએ જતી રેહેછે અને પ્રચંડ વદન કરી તાકી રેહે છે.)

**વિદ્યાધર**—આહા! શું આશ્ચર્ય!

(વસંતતિલકા વૃત્ત.)

આ એક પાસ ઘન ઘોર નિશીથ-રાત,
ને અન્યપાસ રવિરાજનુ તેજસ્થાન,
મધ્યે પલંગ જયમ ઉચ્ચ સુવર્ણ-મેરૂ,
થાવા ન દે લગાર મીલન બેયકેરૂ.

અહો! પર્યંક! સતીનાં પાસાં સેવ્યાં આજેજ સાર્થક કર્યાં.

**મદનસિંહ**—ક્યાં સુધી આમ ચાલશે? મ્હારી કોયલ. (એની પાછળ જાયછે ને સતી ફરેછે. એમ ઘણીકવાર ચાલેછે; છેવટ ઉભો રહી) અલી, શું કરવા આમ હઠીલાઈ કરેછે? જો હું ત્હારા ઉપર કેવો ફીદા ફીદા થઈ ગયો છુ? જીવ જતા સુધી હું તને છોડવાનો નથી. અને ત્હેં એ ધર્મપાળમાં શું દીઠું? જો મ્હારૂ રૂપ, જો મ્હારૂ બળ, જો મ્હારો અધિકાર.

**સુભદ્રા**—(તિરસ્કારથી હસીને) દુષ્ટ, ત્હારી સાથે સંભાષણ પણ અયોગ્ય છે. તોપણ સાંભળ.

**મદનસિંહ**—કેહે, શું કેહેવું છે?

**સુભદ્રા**—અનાર્ય, આ ક્ષણિક સંસારમાં ક્ષણિક વિષય ઉપર સુજ્ઞને મોહ હોય નહિ. ત્હારા જેવા પશુવૃત્તિ ધારનારને તો નથી ધર્મ કે નથી વિચાર; અથવા, તને ત્હારી સ્ત્રી ઉપર દયા કે પ્રેમ નથી તો પરાઙ્ગના ઉપર તો હોયજ ક્યાંથી? પણ મૂર્ખ, જાણ કે જે રંગથી તું મોહિત થાયછે, તે ત્હારી આંખોનો ધૂતારો છે, ત્હારા આત્માનો બંધક છે. અથવા તને આત્માજ ક્યાં છે? પણ એટલુ તો સમજ કે, શું કરવાનો આ દેહ, જ્યારે અંદરનુ બાહેર આવે અને બહારનુ અંદર જાય? અથવા સુવર્ણ જેવા આ કલેવરમાંથી ફુંક નીકળી ગઈ એટલે કાક પણ તેને કોચે છે, કીડી પણ તેને તાણે છે, શ્વાન પણ તેને ભક્ષે છે, ત્યારે શો મોહ–આ ઇંદ્રવર્ણ જેવી બાહ્ય રચનામાં?

**મદનસિંહ**—એ વાતનુ શું કામ છે? ક્હેને, મ્હારા કરતાં એ ધર્મપાળમાં વધારે શું દીઠુ? દેહમાંથી ફુંક નીકળી જવાની છે, ત્યારે જ્યાં સુધી ત્હારા જેવો તાજો દેહ હોય ત્યાં સુધી ઈશક કેમ ન ભોગવવો?

**સુભદ્રા**—અરે મૂઢ, તને અક્કલજ ક્યાં છે? તને જ્ઞાન પણ ક્યાં છે? તને ચક્ષુ પણ ક્યાં છે? નથી જાણતો કે પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને પોતાનો ઇષ્ટ માને છે? દશે દિશામાં અને ત્રણે કાલમાં સતીને તો પતિ, પતિ ને પતિજ છે. પતિના જીવિત સાથે તેના જીવિતનો દોર સંધાયલો હોય છે. એક તુટ્યો એટલે બીજો તુટે-પતિવ્રતાની આશા, તેનાં સુખ, તેના વૈભવ, તેનુ સર્વસ્વ પતિમાંજ પર્યાપ્ત થાય છે;–પછી તે રોગી હો કે દરિદ્ર હો–વૃદ્ધ હો કે બાળક હો. પણ સતીને તો પતિ એજ પોતાનુ બળ છે, તો પછી ખોડ કે ખાંપણ વિનાના ગુણના સાગર મ્હારા પ્રાણાધિક પ્રિયતમ આગળ, તું દુષ્ટ–વ્યભિચારી–પતિતનો શો હીસાબ છે? તું કોણ માત્ર છે? આ સૃષ્ટિમાં ત્હારા જેવા અનેક થયા ને થશે. ત્હારાથી પણ વધારે બલવાન પુરુષો ચાંચણની પેઠે ચોળાઈ ગયા છે. શું કરવા ચાતુર્માસના પતંગવત્ ફડફડાટ કરી મુકે છે? દુષ્ટ, જા ઘેર. જીવિતેશ્વર પ્રાણપતિના નામ સાથે પણ ત્હારો વાદવિવાદ અનુચિત છે.

**અમરસત્ર**—અહો! શું જ્ઞાન! શો પ્રેમ! ધર્મપાળ, સર્વથા તને રત્નજ મળ્યું છે.

**મદનસિંહ**—(ક્રોધ દેખાડી) તે નહિ ચાલે એ વાત, ચાલ, હા કેહેછે કે પકડી લેઉં?

**સુભદ્રા**—અધમ, ત્હારો ક્રોધ મને અસતીના શાપ જેવો લાગે છે, માત્ર તિરસ્કારથી મને હાસ્ય ઉત્પન્ન કરેછે. નથી આ રણસંગ્રામ, જ્યાં જીવ સાચવવાને પ્રયત્નો થાયછે. નથી આ વિષયમંદિર જ્યાં ભોળી સ્ત્રિયોને ફસવવામાં વખત જાયછે.

**મદનસિંહ**—(ક્રોધ કરીને) રાંડ, ત્યારની બકબક કરે છે? નથી જાણતી કે પંઝામાં પડી છે? (પકડવા જાય છે અને સુભદ્રા ખશી જાયછે.)

**સુભદ્રા**—(જરા હસીને) ત્હારા પંઝામાં તો વાની છે, સતી નથી.

**મદનસિંહ**—(વધારે ક્રોધથી) મારી નાખીશ, જો ફરી એવુ બોલીતો, ચાલ આવી જા પલંગ ઉપર.

**સુભદ્રા**—ધૂર્ત્ત, સંભાળીને વાત કરજે. તું મને શું કરનાર છે? એમ જાણે છે કે મરવાની બીકથી સતી સતીત્વ મુકશે? ધર્મ કરતાં સતીને જીવ પ્રિયતર છે એમ સમજ્યો? હંમ્, નર્કનો કીટ નર્કનીજ વાત જાણે.

**મદનસિંહ**—(ખૂબ ચ્હીડાઇને તેની ભણી ધસે છે) શી વાત છે? ચાલ, આવે છે કે નહિ?

**સુભદ્રા**—(ક્રોધથી) ખશ, વેગળો, લુચ્ચા; પગ કાપી નાખીશ, એક તસુ પાસે આવ્યો તો.

**મદનસિંહ**—(તેની ચંડાકૃતિ જોઇ વિવ્હળ થાય છે.) અલિ, પ્રિયા, શું કરવા આમ કરે છે? જો આજ સુધી જેટલી સ્ત્રીયોને મ્હેં માનીતી કરી છે, તે સર્વે ત્હારી દાસી થશે, ત્હારા પગ દાબશે, હું ત્હારો સેવક થઇશ. તને મ્હોં માગ્યુ આપીશ.

**સુભદ્રા**—દુર્ભાગ્ય, લાલચ આપી લલચાવા માગે છે? મૂર્ખ, નથી સમજતો કે ત્હારી સમૃદ્ધિ મ્હારે તો વિષસમ વર્જ્ય છે?

**મદનસિંહ**—(આવેશમાં) લે, ત્યારે—નાહક મોંઘી સોંઘી થાય છે? (એમ કહી ફાળ મારી તેનો હાથ પકડે છે.)

**સુભદ્રા**—જાને, સુઆ, આઘો, (એમ કહી ધક્કો મારે છે, એટલે મદનસિંહ બીજા હાથથી આલિંગન કરવા જાય છે.) કોઈ ધાવરે, કોઇ ધાવરે.

**મદનસિંહ**—ક્યાં ગયુ ત્હારૂ બળ? (એટલું કહી સતીને પલંગ ઉપર નાખે છે. સુભદ્રા મૂર્છિત થાય છે.)

**અમરસત્ર**—(ઉઘાડી તરવારે કુદી આવી) આ રહ્યું સતીનુ બળ. (તરવાર ફેરવે છે.)

**મદનસિંહ**—(ચોંકીને પલંગથી દૂર ખસી) દગો, દગો. અમરસત્ર? તું અહીં કેમ આવ્યો?

**અમરસત્ર**—(ક્રોધથી) ત્હારો પ્રાણ લેવા, મદન, ત્હારો જીવ લેવા, દુષ્ટ.

**મદનસિંહ**—(તિરસ્કારથી) મ્હારો જીવ લેનાર તું? સિંહને પકડવા શિયાળ? ચાલ્યો જા. (એમ કહી અમરસત્રને લાત મારે છે.)

**અમરસત્ર**—તું અશસ્ત્ર છે, અને હું શૂરવીર છું, માટે સહન કરૂં છું, બાકી,

(રોળા વૃત્ત.)

સતી-શમીનો કર્યો સ્પર્શ ત્હેં મૂઢ અભાગી,
તેથી ચકમક ઝરી આગ હૈયામાં લાગી,
તેપર પાટુપ્રહાર આહુતિ ધૃતની પડતાં,
કરૂં નહિ ક્ષણ વાર પ્રાણ ત્હારા સંહરતાં.

અપિચ, (ઉપજાતિ વૃત્ત.)

ભોળી ત્રિયાને ભરમાવવામાં,
અચેતને ચટ્ટ ફસાવવામાં,
નિશાન ત્હેં સાન ભૂલી તકાવ્યું,
આ શસ્ત્રમાં જો અવસાન આવ્યું.

(તરવાર તેના સામે ઉચ્ચી કરી ધરે છે.)

**મદનસિંહ**—(મૂછ ઉપર હાથ નાખીને) હરામખોર, શી વાતો કરેછે? શું અભિમાન રાખેછે? મ્હારો શીકાર તું લેવા આવ્યો? લાજ જરા; જીત્યો છે કોઈ મદનને? આજ કાલનો છોકરો શ્વાનની પેઠે લો'રીયાં લેવા આવેછે? હંમ્.

**અમરસત્ર**—( સક્રોધ )—

( વસંતતિલકા વૃત્ત. )

તું ધર્મથી, મદન, દૂર કરી સુભદ્રા,
પીવા મથે અમૃત, દેઈ અચેત નિદ્રા,
છુટા કરી વપુથકી પણ આજ પ્રાણ,
પીશે જરૂર તુજ શોણિત આ કૃપાણ.

**મદનસિંહ**—ત્હારા જેવાની તો બહુ સ્ત્રીયોને ઘરમાં ઘાલી છે. તું ત્હારૂંજ સાચવને એટલે થયું.

**અમરસત્ર**—( મહાક્રોધથી પગ પછાડીને )

( વસંતતિલકા વૃત્ત )

લે શસ્ત્ર સજ્જ થઈ કજ્જલવંશજાત,
જંભાર જીભ અસિની, ઝટ થૈશ મ્હાત,
આઘાત ઘોર, ઘુડ, કચ્ચરઘાણ દેહ,
રે નક્તચાર કરશે, તુજ ત્યક્તસ્નેહ.

**મદનસિંહ**—( ક્રોધથી ) એમ કે? ( શસ્ત્ર લેઈ તેના ઉપર પ્રહાર કરે છે, અમરસત્ર તેને સાચવી લે છે, વિદ્યાધર ઉઘાડી તરવારે પ્રવેશ કરે છે. )

**વિદ્યાધર**—અરે મદનભાઈ, તમારો પ્રહાર તો રાંડો ઉપર ઘટે. મરદને તો મારતાં થશો ખાંડા, અને કેહેવાશો ગાંડા; માટે પડો ડાંડે નહિ તો રાંડ તમારી રાંડે.

**મદનસિંહ**—તું પણ આવ્યો કે ભટજી?

**અમરસત્ર**—વિદ્યાધર, દૂર રેહે, સતીનુંજ રક્ષણ કર, બાકી એનાં તો—

( વસંતતિલકા વૃત્ત. )

ધીકયો બળ્યો અતિ બુભુક્ષિત આ કૃપાણ,
લેશે હરી રૂધિર, કૌવત, ગર્વ, પ્રાણ.

( કુદકો મારી મદનસિંહ ઉપર પ્રહાર કરે છે એટલામાં પડદો પડે છે.)

લે—લે—અલ્યા–મદન, લે–અસિશ્લેષ હાવે.

**મદનસિંહ**—હા–હાય–હાય–મરૂ, શું કરૂ? હાય, હાવે.

## ત્રીજો અંક સમાપ્ત.

---

# અંક ચોથો.



## વિષ્કંભક.

**મદલેખા**—શું કેહે છે, અલિ, ચતુરિકા ? મહારાણીના હઠાગ્રહથી મદનસિંહનુ વેર લેવાનુ મહારાજાએ વચન આપ્યું એમ કેહે છે ? શું કહ્યુ ? (સાંભળતી હોય એમ બતાવી) હા સાંભળ્યું, મદનસિંહના અકારણ પ્રાણ લેનારનો હું સંહાર કરીશ અને અધર્મીને શીક્ષા કરીશ એમ કહ્યું. પ્રધાનજી પણ સાથે હતા ? વાહ, મહારાણીજીનુ બળ તો વધારે અને તેમની કળાયે ખરી. મન હરવાની તેમની શક્તિ કંઈ ઓરજ છે. હવે તો મહારાણી પ્રસન્ન થયાં હશે. બેહેન, વેર લેવું કો'ને ખોટું લાગે ? વેરની મીઠાશ પણ જુદી છે. પણ ખરે, મદનસિંહને મારનાર કોણ હશે એ વિરલ નર ? જેણે આપણા જેવી અનેક ચતુર સ્ત્રીયોનાં મન હરી લીધાં, તેના પ્રાણ હરી લેનારને જોઇને, ચાલની બેહેન, આપણે પણ આપણી આંખો સફળ કરીએ. ત્યારે સામંત ચક્રચૂડામણિ મહારાણીના કેહેવાથી એવા વિરલ નરને સંતાપશે ? નહિ નહિ; પણ રાજવચન મિથ્યા પણ કેમ જશે ? "અકારણ પ્રાણ લેનાર" એવુ કહ્યું, ત્યારે કારણથી પ્રાણ લેનારને તો નહિજ સંહારવાનો કેની ? ખરે, એમજ હશે. પ્રધાનજી દેવીના ફંદમાં ફસાય એવા નથી. હશે, જે થશે તે ખરૂ. ચાલ, હું તો મ્હારે મ્હારૂ કામ પરવારી ચામર લેઈ રાજ્યસભામાં જાઉં.

વિષ્કંભક પૂર્ણ.

## સ્થલ—ચક્રવર્ત્તિ ભૂપાળનો સભામંડપ.

(સભાસદો પોતપોતાને સ્થાનકે બેઠા છે.)

**મત્સરધૂમ**—કેમ સંધિરાજ, આજની સામ્રાજ્ય સભામાં પણ અમરસત્રનાં પગલાં નથી ? આપને તો ખરો ભરોંસો હતો કે એ રાજ્યભક્ત સુભટ જાતે આવી નજરાણુ કરશે; તે તો ન કર્યું ને આજ પણ કેમ ન પધાર્યા ?

**સંધિરાજ**—ભારે શિરપાવ હાથે આપી પોતાની મ્હોટાઈ દેખાડવામાં હલકાશ જણાય.

**વિહારી**—વાહ, એમાં શી હલકાશ ? જ્યારે આવો ઉત્તમ

શિરપાવ કર્યો ત્યારે તો હાથેજ કરવો હતો કે શોભા જણાય, સારૂ દેખાય. અમારા સામંતનો તો એજ સંપ્રદાય.

**સંધિરાજ**—જેનો જે સંપ્રદાય હોય તે ખરો.

**મત્સરધૂમ**—અરે ભાઈ, કંઈ ખાસ કામ હશે. એ તો મહારાજા ગજસિંહના સાહેબજાદા છે. ‘દેખાડવાના જુદા અને ચાવવાના જુદા’.

**વિહારી**—જુવાન છે, રૂપવાન છે, બળવાન છે, અને અજિત કેહેવાય છે, પણ અનેક સુંદરીઓના કટાક્ષબાણમાંથી કોઇથી ઘાયલ થયા હશે.

**કૌટિલ્ય**—કે તેને લીધે કોઈને ઘાયલ કર્યો હશે. (સહુ કોઈ એક બીજા સામે જુવે છે, અને વિચારમાં પડે છે.)

**વિહારી**—કોઈ પ્રમદાના કટાક્ષથી ઘાયલ થાય અને કોઈ પ્રમદાને કટાક્ષ મારી ઘાયલ કરે પણ ખરો. જેની જેવી શક્તિ.

**મત્સરધૂમ**—પણ એવા સ્ત્રીને ઘાયલ કરનાર કે સ્ત્રીથી ઘાયલ થનાર શૂરવીર થઇને ના ફરતા હોય તો કેવું?

**વિહારી**—સ્ત્રીના કટાક્ષ સેહેવામાં અને તેને કટાક્ષ મારવામાં જે પરાક્રમ છે, તેવું તો યુદ્ધવિજયમાં પણ નથી.

**અમર્ષકેતુ**—શું કહ્યું? રાંડને જીતે ભાંડ, ને રાંડથી હારે ષંઢ. એવાની સ્તુતિ આ રાજ્યસભામાં ને મ્હારા દેખતાં? બસ કરો.

**વિહારી**—કેમ તમે અમારા ઉપરી ક્યારના થયા? વિવેકથી વાત કરોને?

**અમર્ષકેતુ**—તું મ્હને વિવેક શિખવનાર? વાંકી મૂછ, માથે વાળ, કપાળે લાલ, અને સુંદર વસ્ત્ર તથા લાડકાં વચનમાં લટકાળી ચાલે ચાલનાર વિવેકની વાત કરતાં શરમાતો નથી?

**સંધિરાજ**—(મનમાં) ઠીક જામી છે.

**વિહારી**—એ પણ આવડવું જોઇયે છીએ. “ત્હે તું” બોલતાં જરા વિચાર રાખો. અધિકારનુ અભિમાન તો કોઇનુયે રહ્યું નથી. ચાર દિવસનુ ચાંદરણું છે, તેમાં સુખ ભોગવ્યું તે તમારૂ.

**મત્સરધૂમ**—સુખ તો ભોગવે છે અમરસત્ર-જેનાથી આખુ રાજ્ય કંપે છે, ને ચક્રવર્ત્તિ પણ જેનો પક્ષપાત કરે છે. સભામાં નથી આવતો તોયે કોઈથી કંઈ થતું નથી.

**અમર્ષકેતુ**—( તરવાર ઉપર હાથ મુકી ) હું એ બાળકથી ડરનાર ?

**કૌટિલ્ય**—નાહક તકરારનુ શું કામ છે ? જેનુ જે રૂપ હશે તે પ્રકાસશે. મહારાજા મદનસિંહના ખૂનીની તજવીજ થાય ત્યારે જેનુ જે પરાક્રમ હોય તે બતાવજોને.

**વિહારી**—ખરૂ કહો છો, કોટવાળજી, જેની તેની સાથે અમથી રા'ડ માંડવા કરતાં આનંદમાં વખત ગાળોને કે સમય આવે ત્યારે શૂરાતન ખરચાઈ ન ગયું હોય. અહુણા ભૂપાલ આવે ત્યારે જણાશે સહુનુ પરાક્રમ. ( એટલામાં "ખમા ખમા, નિધા રખો મેહેરબાન" ના શબ્દ સાથે છડીદારોની પાછળ ચક્રવર્ત્તિ ભૂપાલ અને પ્રધાન સત્ત્વવર્મા આવે છે. પાછળ બે ચામરગ્રાહિણી આવે છે. સર્વે ભૂપાલને નમન કરે છે, અને ભૂપાલ સર્વે ઉપર નિધા કરે છે. )

**ભૂપતિ**—કેમ ન્યાયાધીશ. આજે કંઈ નિકાલ માટે ફરીયાદ છે ?

**ન્યાયાધીશ**—મહારાજ, આજે બે કામ હતાં, તે આપની પાસે લાવવા જેવાં ભારે નહોતાં, તેથી મ્હેંજ ન્યાય આપ્યો છે.

**ભૂપતિ**—તે કયાં ?

**ન્યાયાધીશ**—એજ કે લક્ષ્મીધર નામના મહાજનના ઘરમાં સોનાની મોહોરોથી છોકરાં એકીબેકી રમતાં હતાં, તેટલામાં બે ચોરે આવીને તે મોહોરો ઝુંટી લીધી, ને પકડાયા. તજવીજ ચાલતે જણાયું કે શેઠના ઘરમાં મોહોરો બહુ છે. છોકરાંની રમતમાં રોજ સો પચાસ ખોવાય છે. બીજી તરફથી ચોર ચાર ચાર દિવસના ભુખ્યા હતા, અને આ મોહોરો હાથમાં ન આવી હત તો કોઈ ગરીબનુ ઘર મારત કે તે જાતે મરી જાત. એવા પ્રસંગમાં ચોરને નિર્દોષ ઠરાવી છોડી મુકયા.

**ભૂપતિ**—( તિરસ્કારની નજરથી જોઇને ) પણ બલાત્કારથી ચોરી તો કરીજ કે નહિ ?

**ન્યાયાધીશ**—એમાં શાની ચોરી ? ઈશ્વરે એક પાસ પેટ મુકયું છે, તેને માટે જેની જેમ બુદ્ધિ તેમ તે પ્રયાસ કરે છે. મનુષ્ય પોતાના સ્વભાવને અનુસરે તેમાં ગુન્હો હોય તો તે પરમેશ્વરનો—જેણે એવા સ્વભાવ ઘડ્યા.

**વિહારી**—બરાબર. સુખને માટે સંસાર છે. કાં ચોરીથી કે કાં શિરજોરીથી—પણ સુખ તો ભોગવવું જ પડે, નહિ તો ઈશ્વર કૃતઘ્ની ગણે અને જગત્ અરસિક ગણે.

**ભૂપતિ**—(અત્યંત તિરસ્કારથી) ઠીક. બીજુ કામ?

**ન્યાયાધીશ**—બીજુ પણ એવુંજ હતું. એક વ્યભિચારિણીના ગૃહમાં મધ્યરાત્રીએ તેનો જાર પેઠો. અચાનક પરદેશથી તેનો પતિ આવ્યો. રંગમાં ભંગ થયાના ક્રોધથી જારે પતિ ઉપર શસ્ત્રપાત કર્યો. તે બાબત ફરીયાદ થઈ. હવે આ કામમાં જારને કેવી રીતે દૂષિત ઠરાવાય? કામ અસંતુષ્ટ થાય તો તેમાંથી ક્રોધ થાય છે, એ વાત શાસ્ત્રમાં છે. "कामात्संजायते क्रोधः" અને ક્રોધ એ એક પ્રકારની ગાંડછા છે. ગાંડછામાં કરેલુ અપકૃત્ય ક્ષમ્ય છે.

**ભૂપતિ**—(તિરસ્કારથી) ત્યારે આ કામમાં દોષ પતિનો ગણવો કે?

**ન્યાયાધીશ**—તેનો પણ કેમ ગણાય? તે કંઈ જાણતો હતો કે તે અંતરાયભૂત થશે? અથવા, જાણતો હોય તોપણ તેને ઈર્ષ્યાથી ક્રોધ ન થયો, એ તેને સાબાશ છે.

**સત્ત્વવર્મા**—અને કદાચ તેણેજ પ્રથમ શસ્ત્રપાત કરી એ જારના પ્રાણ લીધા હોત તો?

**ન્યાયાધીશ**—દીવાનજી, આપ સુજ્ઞ થઈ મને શું પુછો છો? પતિ જારને મારે તેમાં તેનો શો દોષ? એ તો તેણે શસ્ત્રનો ઉપયોગ ન કર્યો એજ દોષ?

**મત્સરધૂમ**—મનોરાજ ઉચિત કેહે છે. આંખમાં ઝેર નહિ, તે માણસ કેમ કેહેવાય?

**સત્ત્વવર્મા**—ત્યારે તે દોષની કંઈ શીક્ષા કરી કે?

**ન્યાયાધીશ**—(જરા મ્હોં મ્હડાવી) ન્યાય દયા સાથે કરવો જોઇએ. વ્યભિચારિણીના પતિને મનનો અને તનનો એ રીતે બે ઘા થયા તે ઉપર નજર રાખી ફરીથી આમ અંતરાયભૂત ન થવા અથવા જાર ઉપર શસ્ત્રપાત કરવાની તાકીદ આપી તેને છોડી દીધો છે.

**ભૂપતિ**—(સક્રોધ) ત્યારે બન્ને કામમાં આરોપીને છોડી દીધા. એકમાં ચોર છુટયો, બીજામાં જાર છુટયો, એક વાદીનુ ધન ગયુ, બીજાની સ્ત્રી ગઈ. વાહ તમારો ન્યાય? આવુ ક્યાં સુધી નભશે?

**ન્યાયાધીશ**—(મનમાં) માયાવતી દેવીની કૃપા છે ત્યાં સુધી. (તાણીને) જ્યાં સુધી આ રાજ્યનો ન્યાય મ્હારા હાથમાં આપે સોંપ્યો છે ત્યાં સુધી આમ સમાધાનીથીજ ન્યાય થશે.

**ભૂપતિ**—( ક્રોધ શમાવીને ) વારૂ, કૌટિલ્યજી, મદનસિંહના હંતાનો કંઈ પત્તો લાગ્યો ?

**કૌટિલ્ય**—જી, હા. સર્વ પત્તો લાગ્યો છે. કામ અને કેદી તૈયાર છે.

**ભૂપતિ**—શો, અને કેવો પત્તો, અને કેવી રીતે ?

**કૌટિલ્ય**—રાજકુલના વધાર્થે રાજદ્રોહી આતતાઇનો વર્ગ મહાલય પાછળ ફરે છે એવો પત્તો મળવાથી આખી રાત હું તેમને પકડવા અહીંને અહીં જાગૃત રહ્યો. એટલે આજ પ્રભાતે મને ખબર થઈ કે ચબૂતરે સરદાર મદનસિંહનુ શબ પડ્યું છે, કે તરત હું ત્યાં ગયો, ને તજવીજ કરી.

**સત્ત્વવર્મા**—( આશ્ચર્ય દેખાડી ) ચબૂતરા ઉપર ચોકીદાર હતા કે નહિ ?

**કૌટિલ્ય**—( ચોંકીને ) જી હા. પણ ચોકીદાર બે ત્રણ હતા અને શબ લાવનાર બહુ હતા.

**સત્ત્વવર્મા**—એ બે ત્રણે કોઇને પણ પકડ્યો કે ઓળખ્યો છે?

**કૌટિલ્ય**—નહિ જી. રાત અંધારી હતી, મધ્યરાત્રીનો સમય હતો. પણ એ ચોકીદારનુ શું કામ છે? મ્હેં સર્વે મુદ્દો પકડ્યો છે.

**ભૂપતિ**—વારૂ, પછી ?

**કૌટિલ્ય**—પછી તજવીજ કરી તો જણાયું કે ધનપાળ શેઠ અને તેના દીકરા ધર્મપાળ શેઠે આ ખૂન કર્યું છે. ( આશ્ચર્ય સાથે સહુ એક બીજા સામે જુવે છે. )

**સત્ત્વવર્મા**—ધનપાળ અને ધર્મપાળે મદનસિંહનુ ખૂન કર્યું ? અને તે કાલે રાત્રે ? કાલે તો તેઓ મધ્યરાત્રી પછી પણ રાજ્યસભામાં હતા અને આપ ન હતા. ( સહુ વધારે આશ્ચર્ય જણાવે છે. )

**કૌટિલ્ય**—( જરા ગભરાઇને પણ મ્હોંડે હિમ્મત દેખાડી ) પણ હું તો આગળ પાછળ ફરતો હતો અને એ લોકો પ્રથમ ખૂન કરી પુરાવો કરવા પાછળથી અહીં આવ્યા. વળી સરદાર મદનસિંહને એ બે મહાજને માર્યા એમ સાબીત થાય છે.

**સત્ત્વવર્મા**—બન્ને મહાજનના આવ્યા પછી ભૂપાલની રજા લેઈ જરૂરી કારણસર મદનસિંહ અહીંથી કાલે ગયા છે. તો એવા વિજયી પુરૂષને એ મહાજન કેવી રીતે મારે ?

**કૌટિલ્ય**—(ગભરાઈને) તે તો ગમે તેમ હો પણ સરદાર મદનસિંહનો વધ એ બે જણે કર્યો એમાં કંઈ શક નથી.

**અમર્ષકેતુ**—એમ કેમ બને? આખા જગતને જીતનાર સરદાર મદનસિંહને મહાજન મારે એ વાત કોણ માનશે? કૌટિલ્ય, એમનુ શું ગજુ?

**મત્સરધૂમ**—કોઈ ત્રીજો પુરૂષ અંદર હશે. કૌટિલ્યજી, વધારે તજવીજ કરો.

**વિહારી**—કંઈ સેહેલ સપાટાની એશઆરામમાં રહ્યા હોય તેમાં માથુ કપાવ્યું હોય તો કોણ જાણે.

**અમર્ષકેતુ**—(આંખમાં રીસ ભરી) મદનસિંહ એફામ? શું બોલો છો? એ વાત સંભવે?

**ન્યાયાધીશ**—નહિજ. મદન મ્હારો મિત્ર, તે એફામ હોયજ નહિ. એફામ હોય તે જગત્ કેમ જીતી શકે?

**વિહારી**—તમે ન્યાય કર્યો એવું કંઈ રાંડ ખાંડતુ તો નહોતુ?

**મત્સરધૂમ**—અને તેમ હોય તો કોઈ બીજો ઇર્ષ્યાવાળો આદમી અંદર ભળ્યો હોય કે નહિ તેની તજવીજ કરો.

**સત્ત્વવર્મા**—(મૂછ ઉપર હાથ દેઇને) કૌટિલ્યજી, આપની તજવીજમાં શું નિકળ્યું છે?

**કૌટિલ્ય**—મ્હારી તજવીજમાં એક તો આ કૃપાણ નિકળ્યો છે. (લોહીવાળો કૃપાણ ભૂપતિ પાસે મુકે છે અને સહુ કોઇ જોઈ આશ્ચર્ય પામે છે.)

**ભૂપતિ**—બીજુ કંઈ?

**કૌટિલ્ય**—બીજામાં પુછવું જોઇએ આરોપીને. હુકમ હોય તો બોલાવું.

**ભૂપતિ**—બોલાવો. (કૌટિલ્ય આરોપીને બોલાવા જાય છે.)

**ભૂપતિ**—(તરવાર તપાસીને) નામ તો ધર્મપાળનુ છે. જુવો ન્યાયાધીશ.

**ન્યાયાધીશ**—(જોઇને) ખરૂ, આપણે શું? ગમે તેણે આ કામ કર્યું પણ આપણે તો "છીંડે ચ્હડ્યો તે ચોર."

**ભૂપતિ**—પ્રધાનજી, આ કામ ઘણુજ ગંભીર છે. મ્હારા રાજ્યમાં, મ્હારી રાજ્યધાનીમાં, આટલા આટલા બંદોબસ્તમાં અને તમારી

દેખરેખમાં, તેમના આટલા બધા મિત્ર છતાં, દેવી માયાવતીના ભાઈ મહાસમર્થ સરદાર મદનસિંહ આમ મધ્યરાત્રે ધર્મપાળના શસ્ત્રથી મરાયા, એ કંઈ જેવી તેવી વાત નથી.

**સભામંડળ**—ખરી વાત, અન્નદાતા, ખરી વાત. આ વાત બહુ ભારે થઈ છે. દેખરેખમાં કચાશ ખરી.

**મત્સરધૂમ**—જ્યારે દેવીની પણ આયના ન રહી ત્યારે શા કામનુ મંત્રીમંડળ?

**અમર્ષકેતુ**—(તરવાર ખેંચી) મ્હારો શો દોષ? મહારાજાધિરાજનો હુકમ હોય તો અહુણા ખેદાન મેદાન કરૂ–ધર્મપાળને.

**મત્સરધૂમ**—અને તેની સાથે સામેલ હોય તેને. (ધનપાળ અને ધર્મપાળને લેઈને કૌટિલ્ય આવે છે.)

**ભૂપતિ**—કેમ ધનપાળ શેઠ, સરદાર મદનસિંહનુ ખૂન કોણે કર્યું?

**ધનપાળ**—(ધ્રુજતો ધ્રુજતો) કોણ જાણે, બાપજી. હું તો આપની સભામાં મ્હારા દીકરા સાથે આવ્યો હતો.

**ભૂપતિ**—તમારા દીકરાના ઘરમાં તેનુ ખૂન થયુ એ વાત ખરી કે નહિ?

**ધનપાળ**—કોણ જાણે બાપજી–હું તો–હું તો–કંઈ જાણતો નથી. સવારમાં ઉઠીને જોયું તો મ્હારા દીકરાની વહુ ન મળે અને તેના સુવાના ઘરમાં લોહીનો ઢગલો. સારે ભાગ્યે કંઈ ચોરાયુ નથી.

**ભૂપતિ**—તમારા દીકરાની વહુ ક્યાં છે?

**વિહારી**—હું નહોતો કેહેતો કે રાંડની વાત છે?

**ધનપાળ**—કોણ જાણે, મ્હારી તો વહુ ગઈ, લાજ ગઈ, ને–ને ધન ગયું.

**પ્રધાન**—એ શું? ધન કેવી રીતે ગયુ? (કૌટિલ્ય ધનપાળ સામે આંખો કહાડે છે.)

**ધનપાળ**—(ડરતો ડરતો) કંઈ નહિ, બાપજી, પણ હું ખૂની નથી.

**ભૂપતિ**—ત્યારે આ કૃપાણ કો'નો? (ધનપાળના હાથમાં લોહીવાળો કૃપાણ આપે છે.)

આ તો કંઈ કૌતુક, બાપજી. અમે ધન ભેગુ કર્યાંમાં જાણીએ, આવાં કામ ન કરીએ.

**ભૂપતિ**—કેમ ધર્મપાળ, સરદાર મદનાસિંહને કોણે માર્યા?

**ધર્મપાળ**—(લોહીવાળો કૃપાણ હાથમાં લેઈને) આ કૃપાણે, મહારાજ. (સહુ કોઈ સ્તબ્ધ બની જાય છે.)

**ભૂપતિ**—શું કરવા?

**ધર્મપાળ**—આપે-

(વસંતતિલકા વૃત્ત.)

જે ધર્મ્ય કાર્ય કરતાં કરીં વાર ટાણે,<br>
તે કાર્ય, ન્યાય સમજી, કર્યું આ કૃપાણે.<br>
સંબંધથી નજર બંધ થઈ તમારી,<br>
નિર્જીવ શસ્ત્ર સમજ્યું નૃપ-ધર્મ ભારી.

**અમર્ષકેતુ**—(સક્રોધ) અરે, પાખંડ, મનુષ્યવધ થયા છતાં ધર્મનુ કામ કર્યાની વાત કરે છે? શું ધર્મનુ કામ થયુ તે કેહે. શું ફાટયુ ફાટયુ બોલે છે?

**ધર્મપાળ**— (વસંતતિલકા વૃત્ત.)

રાજા પ્રજાપતિ કજા સહુની મટાડે,<br>
ધારી ધ્વજા ધરમની સુખમાં સુવાડે.

**ભૂપતિ**—બરાબર.

**ધર્મપાળ**—એમ છતાં-

આ રાજ્યમાં મદન વ્યાઘ્રસમો અધીર,<br>
લેતો હરી યુવતિનાં બળ-લાજ-ચીર.

**અમર્ષકેતુ**—(ક્રોધથી) સરદાર બહાદુર મદનાસિંહના અવસાન પછી તેની નિંદા કોણ કરનાર છે-હું સાંભળતાં? થેડ મારૂ. સંભાળીને વાત કરો.

**ચોબદાર**—અદબથી-અદબથી-(અમર્ષકેતુ નીચુ જુવે છે.)

**મત્સરધૂમ**—(જરા હસીને) કેમ ન્યાયાધીશ, શું કહો છો આપ? ચોર પોતાના સરીગતનાં નામ ન બતાવે ને મરનારની નિંદા કરે, એ ન્યાય ગણાય?

**વિહારી**—જુવો તો ખરા–ન્યાયમાં પણ ઇષ્કની છાંટ ન હોય તો રસ કેમ જામશે ?

**સત્ત્વવર્મા**—કેમ ન્યાયાધીશ, આ કામમાં આરોપીનો બચાવ સાંભળવો કે નહિ ?

**ન્યાયાધીશ**—અવશ્ય સાંભળવો. આરોપી તોપણ મહારાજાધિરાજની પ્રજા છે. દંડ આપતા પેહેલાં વૃત્તાન્ત અને બચાવની વાત ધ્યાનંમાં લેવી જોઇએ. અરે ધર્મપાળ, પરમેશ્વરને હાજર જાણી સાચુ કેહે. રાજશ્યાલનો વધ ત્હેં કર્યો એ તો તું ત્હારી મેળે કેહે છે, એટલે મરણ તો ત્હારે માથે ભમે છે. તો એવે સમયે સાચુ બોલજે. નાહક કોઇની નિંદા કરવી નહિ. સ્વભાવ પ્રમાણે સહુ વર્ત્તે છે.

**ધર્મપાળ**—ભૂપતિ.

( વસંતતિલકા વૃત્ત. )

જેણે કર્યું મદન-વ્યાલનુ રક્તપાન,
આપ્યાં અનાથ જનને સુખશાન્તિ-દાન,
જેણે કર્યું અભય ત્રસ્ત સતીનુ ટોળુ,
તે શસ્ત્ર હાથ લઈ કેમ અસત્ય બોલુ ?

માટે સાંભળો— ( પ્રહર્ષણી વૃત્ત. )

પૂરી છે નિજ ઘરમાં અનેક રામા,
ચોરી છે ધનપતિની રમા નિશામાં,
માર્યા છે શિશુજન ભ્રૂણને વિશેષ,
ચાંડાલે અબલ કર્યો તને નરેશ.

**અમર્ષકેતુ**—( આંખ રાતી કરીને ) બસ, બસ, આ વાત હવે કેમ સહન થશે ? મિત્ર મદનની નિંદા અને ભૂપાલને ગાળ ? આજ્ઞા કરો મહારાજ. ( તરવાર ઉઘાડી ઉભો થાયછે. )

**સત્ત્વવર્મા**—સેનાપતિ, સાંભળો–સ્તુતિપાઠક ગાયછે. ( બાહેર સ્તુતિપાઠક બોલેછે. )

( સ્રગ્ધરા વૃત્ત )

માને કિંવા વિમાને સુજન પ્રતિ રહે રક્ત ધારી વિરક્તિ,
નિષ્કામી પ્રાણદાતા ત્રિભુવનવિજયે ધારતો શૌર્યશક્તિ,
નિર્લેપી તેજરાશિ ગહન તમસ ને દીનનાં દુઃખ કાપે,

(બીજો સ્તુતિપાઠક). ધારે પૃથ્વી ક્ષમાને પણ ગરમ થતી સૂર્યના રશ્મિપાતે,
ભારે ગાંભીર્ય ધારી ઉદધિ ઉછળતો ચંદ્રિકા જોઈ રાતે,
ન્યાયી પૂરો વિધાતા સુર અસુર તણો ધારતો ના વિવેક,
ન્યાયી ગંભીર ધીરો ત્રિગુણ ભવનમાં તુંજ છે ભૂપ એક.

**સભામંડળ**—વાહવા, શું ઉત્તમ ગીત?

**સત્ત્વવર્મા**—શો ઉપદેશ?

**સંધિરાજ**—શું યથાર્થ વર્ણન!

**ભૂપતિ**—વારૂ, ચોબદાર, એમને શિરપાવ આપી વિદાય કરો.

**ચોબદાર**—જો હુકમ. કૃપાનિધિ. ( જાય છે. )

**સત્ત્વવર્મા**—ધર્મપાળ, પેહેલાં તો એ કેહે કે મદનસિંહે મહારાજાધિરાજને અબળ કેવી રીતે કર્યા?

**ધર્મપાળ**—રાજ્યમાં અધમ જનનો અધિકાર એજ રાજાની નિર્બળતા.

**મત્સરધૂમ**—રાજ્યમાં મુખ્ય અધિકાર તો પ્રધાનનો છે તે અધમ?

**ધર્મપાળ**—અધમ હોય તે અધમ, અને અધમનો સંગ કરે તે અધમ; બીજા નહિ.

**મત્સરધૂમ**—( અમર્ષકેતુને કાનમાં ) આણે તો આપણને બધાને અધમ કહ્યા તો હવે શી શરમ છે?

**અમર્ષકેતુ**—( ક્રોધથી ) કાપી નાંખુછું માથુ. રાજાને જે કરવું હોય તે કરે. આ શું? ( ઉભો થાય છે, તેના સામે રાજા કરડી આંખ કરેછે એટલે બેસેછે).

**કૌટિલ્ય**—( ચ્હીડાઇને ) ત્હેં રાજદ્રોહીનો સંગ કર્યો તો તું રાજદ્રોહી ખરો કે નહિ?

**ધર્મપાળ**—મ્હેં કયા રાજદ્રોહીનો સંગ કર્યો? એવું અસત્યવચન કોણ બોલનાર છે?

**કૌટિલ્ય**—( ચ્હીડાઈને ) હું. મહારાજ સાંભળો. આ ધર્મપાળને અને અમરસત્રને દોસ્તી છે, રાંડનો પણ સંબંધ હશે, ધનનો પણ લોભ હશે, અને ખરૂં કેહેવરાવો તો એ અમરસત્રેજ રાત્રે રાજકુલનો વધ કરવાની કોશીસ કરી. નજરે દીઠાની વાત છે. રાજ્ય સામુ બંડ

કરવાને માણસો ભેગાં કર્યાં. અમરસત્રને રાજ્ય લેવું છે, ધર્મપાળને પ્રધાનપદ લેવું છે, અને બધા રાજ્યમંડળનો સંહાર કરવો છે, પણ આ બધી વાત તો પછી. એક વખત આ કામ પતે એટલે તે પુરાવો રજુ થશે. (મૂછ ઉપર હાથ દેઇને) એ બધા રાજદ્રોહીઓને વીણી વીણીને મારનારો છું-મહારાજ.

**સત્ત્વવર્મા**—સાબાશ, કૌટિલ્યજી, આ વાત કોણે કહી ?

**કૌટિલ્ય**—પિશુનમલ્લ જેવા ચતુર બાતમીદારે પેહેલી ખબર આપી, અને આપના તાબેદારે પુરાવા સાથે વાત ખોળી કહાડી. રાત્રે એજ કાર્યમાં સેવક રોકાયો હતો.

**મત્સરધૂમ**—હું નહોતો કેહેતો કે આમાં બીજો ભેદ છે ? એ ઢાંકપીછોડો ક્યાં સુધી ચાલશે ?

**સત્ત્વવર્મા**—(તિરસ્કારથી ઈષિત્ હસીને) વારૂ, તે વાત તો પછી.

**અમર્ષકેતુ**—પ્રધાનજી, એ વાત પછી કેમ ? એ વાત પેહેલી. રાજદ્રોહીને પેહેલી શીક્ષા કરવી જોઈએ. માટે મને આજ્ઞા આપો, મહારાજ, કે હું એ પાપી અમરને દંડ દેઉ.

**ભૂપતિ**—(કંઈ વાત ન ગણકારીને) ધર્મપાળ, ત્હારે શું કેહેવું છે, અને શો પુરાવો આપવો છે ?

**ધર્મપાળ**—સાંભળો, નરશક્ર.

( રોળા વૃત્ત )

પરગૃહિણીનાં ગૃહે ગ્રહણ કરી રાખ્યાં શ્યાલે.
સ્વતઃ સિદ્ધ થઈ શૃણ્યું દિઠું નહિ આ નરપાળે,
પરચક્ષુએ જુવે, શૃણે રાજા પરકાને,
પરાધીન સહુ વૃત્તિ ત્હોય નિજ મ્હોટપ માને.

**સંધિરાજ**—ધર્મપાળ, રાજ્યસભામાં વિવેકથી વચન ક્હાડવું જોઇએ. જાણો છો કે દેહાન્ત દંડની શિક્ષા થાય એવો તમારા ઉપર આરોપ છે ? તો દયા ઉપજાવનાર વચનને બદલે ક્રોધને સતેજ કરવાનાં વાક્ય ક્હાડવાં એ અયોગ્ય છે.

**ધર્મપાળ**—મહારાજ, સત્ય બોલતાં ક્રોધ કરે તે ભૂપાલ નહિ, ક્રોધ કરી અન્યાય કરે તે પાલક નહિ.

**ધનપાળ**—(હાથનો ગોદો મારી કાનમાં) હવે સંભાળીને બોલને, મ્હારે તો તું એકનો એક છે.

**ધર્મપાળ**—મ્હારે આ ક્ષણભંગુર દેહની સ્પૃહા નથી, અને મને કોઈ મારી શકનાર નથી. રાજ્યતંત્ર ચલાવવામાં અનેક ઉપાધિઓ નડે છે, તેમ અધમજનને પણ યોગ્ય સ્થળે નિર્મિત કરી કાર્યસિદ્ધિ કરવી પડેછે. તેથી નટ વીટ ગણિકા જેવાં નીચ જનનાં ઘોર કર્મ પ્રકાશ કરી નરપાળની અનેક ચિંતાઓમાં એક વધારવી, એમાં રાજદ્રોહ સમજી અદ્યાપિ હું કંઈ બોલ્યો નથી. પરંતુ હવે ઇતિ થઈ, યથાર્થ વાત આવે પ્રસંગે આવા સુજ્ઞ પ્રધાન સમક્ષ–આવા પવિત્રાત્મા વીર્યવાન્ મહારાજાધિરાજને જ્યારે હું નહિ કહું, ત્યારે કોણ ક્યારે કેહેશે? માટે પરિણામની ભીતિ રાખ્યા વિના હું જે સત્ય વાત કહું તે સાંભળો. આ અધમ જનો,

(ઇંદ્રવિજય છંદ).

યુક્તિ કરે, તમ રૂક્તિ જુવે, ક્ષણ સૂક્તિ વદે, છળ ને બળ ધારે,
બ્યંડળમંડળ, કેર પ્રચંડ કરે, રહડતાં મહિપી અધિકારે.
શો પુરવાર, જુવો ઘરબાર, અપાર સુનાર વિલાપ કરેછે,
બાપ ગણી તુજને વિનવે, નૃપ, બુદ્ધ છતાં કયમ બદ્ધ બનેછે?

**સંધિરાજ**—(ક્રોધ દેખાડી) ધર્મપાળ, અવરજન ઉપર અપવાદ મુકયાથી પોતાના ઉપરનો અપવાદ ખસતો નથી; તેમાં પણ શ્રીમતી મહારાણીનુ નામ લાવવું એ અયોગ્ય છે.

**મદલેખા**—(કાનમાં) અલિ, આ પુરુષ પણ મરદ ખરો, બાઈસાહેબથી પણ ડરતો નથી.

**ચતુરિકા**—(કાનમાં) મદનસિંહ કરતાં આનો આશ્રય શો ખોટો?

**મદલેખા**—(કાનમાં) તને આટલામાંજ એનો મોહ થયો કે?

**ચતુરિકા**—(કાનમાં) ને તને નહિ થયો હોય? પુછ ત્હારા હૈયાને, પછી વાત કર. પણ જોજે બેહેન, આ વાત આપણે બાઈસાહેબને ન કરવી.

**મદલેખા**—(કાનમાં) થાય કેમ? એ દયા વિનાની અનેક ચરિત્રવાળી આવા દેવ જેવા મહાજનને તો દુનિયાપાર ક્હાડે, માટે આપણે તો "તેરી બી ચુપ ને મેરી બી ચુપ."

**અમર્ષકેતુ**—(અકળાઈને મત્સરધૂમને કાનમાં) આટલુ છતાંએ રાજાને ક્રોધ ચ્હડતો નથી. અને પ્રધાન તો ઠંડોગાર જેવો બેસી રહ્યો છે. રાણીજીની સહાય વિના આ ફાટેલો માણુસ કબજ થવાનો નથી. નહિ તો છેવટ દગાથી ઉડાવવો પડશે.

**ભૂપતિ**—ચિંતા નહિ. આરોપીને પોતાના બચાવમાં બોલવાની છુટ છે. (ધર્મપાળને) તું તજવીજ કરવા કેહેછે તે બરાબર છે. ઠીક, કૌટિલ્ય, જાઓ, મદનસિંહને ત્યાં તજવીજ કરો. વસ્તીમાં કોઈની બેહેન, બેટી કે વધૂને તેણે કેદ કરી છે?

**કૌટિલ્ય**—જો હુકમ. (એમ કહી જવાનુ કરેછે અને અમર્ષકેતુ સામે સૂચના મેળવવાને હોય તેમ જુવે છે.)

**અમર્ષકેતુ**—એમ કેમ બને મહારાજ? મદનસિંહના ઘરમાં તજવીજ કરવાનો આ વખત છે? આરોપીના બોલવા ઉપર શો ભરોંસો?

**મત્સરધૂમ**—રાજદ્રોહી અને આ ખૂનીના સરીગતોને હજુ પકડ્યા નથી, અને આમ સરદાર મદનસિંહની ચાડી કરે તે ખરી માની મરનારના ઘરની ઝડતી લેવી બરાબર નથી.

**ભૂપતિ**—કેમ ન્યાયાધીશ, આપ શું કહોછો?

**ન્યાયાધીશ**—(મનમાં) એ ઘડી ગમત તો જોઈશું. મદન પણ મ્હારા જેવો ફરેદો હતો. એણે કંઈ કંઈ સુંદરીઓને ઘરમાં ઘાલી હશે, તે જોવાનો આવો લાગ ક્યાંથી મળશે? (તાણીને) તજવીજ તો કરવી જોઇએ.

**કૌટિલ્ય**—તો ભલે, પરંતુ સરદાર મદનસિંહ ગયા, પણ તેમનાં માણસો અને સ્નેહી વધારે છે, ને કંઈ ફીસાદ થઈ બેસે તેનુ ભય રેહેછે. (ન્યાયાધીશને ઈસારો કરેછે).

**ભૂપાલ**—(તરવાર ઉપર હાથ મુકી) મ્હારા રાજ્યમાં મ્હારા હુકમનો અમલ કરતાં ફીસાદ? કોણ ફીસાદ કરનાર છે? જાઓ, હુકમનો અમલ કરો. (સહુ કોઈ રાજાનો ક્રોધ જોઈ ડરેછે).

**ન્યાયાધીશ**—મહારાજના સામ્રાજ્યમાં કોઈ ફીસાદ કરનાર નથી. પણ સહુ સહુની ખુશીથી વાત બની હશે, તેમાં કોઈને દોષ શામાટે દેવો?

**ધર્મપાળ**—ન્યાયાધીશ, તમારી બ્હેન દીકરીને કોઈ કંઈ કરેતો આપ શું કરો?

**ન્યાયાધીશ**—(ક્રોધ કરીને) મ્હારી દીકરીની વાત? મ્હારી દીકરીનુ હરણ કરનારના પ્રાણ લેઉ–આ તરવારથી–(તરવાર ઉપર હાથ મુકેછે.)

**ધર્મપાળ**—જેવી આપની તેવી બીજાની. તેમાં આ પ્રજાની સર્વ સ્ત્રીઓ તો ભૂપાલની દીકરીઓ છે.

**ન્યાયાધીશ**—(ઠંડો પડી) એ વાત પણ ખરી.

**વિહારી**—(મનમાં) મદન તો ગયો, હવે સ્હેલ તો જોવી. (તાણીને) કેમ ધનપાળ શેઠ, તમે પણ તજવીજ કરવાનુ કહોછો?

**ધનપાળ**—(અમર્ષકેતુ આંખો કહાડે છે તેથી) નારે, બાપજી, મ્હારે તો કંઈ તજવીજ કરાવવી નથી. મ્હેં ને મ્હારા દીકરાએ કંઈ કર્યું નથી. મ્હારા ઘરમાંથી શબ જડયું નથી, છતાં હું ગરીબ છું, કંઈ દંડ લેવો હોય તો લેઈને છોડો. (મનમાં) કરમમાંથી ઉતર્યા હશે એટલા પૈસા જશે, પણ છુટીશું તો કમાવાનુ તો સુઝશે.

**ભૂપાલ**—કંઈ પુછપરછનુ કામ નથી. દીવાનજી, યોગ્ય રસ્તો કહાડો.

**સત્ત્વવર્મા**—મહારાજાધિરાજ, સરદાર બહાદુર મદનસિંહના અવસાન પછી તુરતજ તેમને ઘેર ઝડતી લેવી એ મ્હારા અધીન મત પ્રમાણે બરાબર નહિ. તેમ ધર્મપાળ કેહેછે તે વાત આપના આગળ પુરવાર થયા વિના સત્ય પણ ન ગણાય.

**અમર્ષકેતુ** તથા **મત્સરધૂમ**—બરાબર.

**વિહારી**—દીવાન તો આવાજ જોઈએ.

**સત્ત્વવર્મા**—માટે આપણે તેમના મેહેલમાં કેહેવરાવો કે કોઈ સ્ત્રી બલાત્કારથી ત્યાં ફસાઈ હોય, તેને પોતાને ઘેર જવા છુટ છે. જો કોઈ બહાર ન આવે તો પોતાની સ્વેચ્છાથી તે સ્ત્રી ત્યાં રહી એમ માનવું યોગ્ય છે. પરંતુ જો કોઈ બહાર નીકળે તો તેનુ નામ ઠામ લખી રાખી આપને જાહેર થાય.

**ન્યાયાધીશ**—બરાબર. (મત્સર અને અમર્ષ એક બીજા સામુ જોઈ દાંત કચરડે છે ને ન્યાયાધીશ સામે આંખો કહાડે છે.)

**વિહારી**—હુકમ હોય તો નામ ઠામ નોંધવાનુ કામ કરવા સેવક તૈયાર છે. (મનમાં) હા કેહેતો મદનનાં ચરિત્ર જાણવાની લ્હેજત ઠીક આવશે.

**સત્ત્વવર્મા**—પૃથ્વીનાથ, કૌટિલ્ય પણ ખરૂ કેહેછે. આપના પ્રતાપ આગળ કોઇનુ ચાલનાર નથી; પણ બહુ વખતથી નિર્ભય થઈ મદમસ્ત થએલા કોઈ વિકારી યોદ્ધા ફીસાદ કરે એ વાત પણ શકય છે. માટે કૌટિલ્ય તો નગરમાં બંદોબસ્ત રાખશે, અને આ આપણા ન્યાયાધીશ અને આ વૃદ્ધ અનુભવી સત્યશાલી આપની તરફથી શોક કરવા જાય, અને તે સાથે આપની આજ્ઞા પ્રમાણે અમલ કરે; એટલે ખોટુ દેખાશે નહિ અને સત્ય જણાશે.

**અમર્ષકેતુ**—(ખેદ પામી) હું મદનસિંહનો મિત્ર છું, હું સર્વ બંદોબસ્ત કરી શકુછું.

**સત્ત્વવર્મા**—ફીસાદ સમયે કૌટિલ્યની સહાય કરવા સેનાપતિને જવુ પડશે. (અમર્ષ ક્રોધ કરે છે.)

**મત્સરધૂમ**—(મનમાં) ત્હારૂ કાણુ થાયરે, પ્રધાન, આ ન્યાયાધીશ તો ઢંગ વગરનો છે. તે કંઇનુ કંઇ વેતરશે. અને સત્યશાલી કોઈથી ડરતો નથી ને ખરી વાત ખોળી કહાડશે, અને કેહેશે. કહી જોઉં. (તાણીને) હું જાઉં તો કેમ ?

**સત્ત્વવર્મા**—આ ગુન્હામાં બીજો કોઈ સામેલ છે એમ આપને શક છે, તો આપ તેની શોધમાં રહો તો આ કામમાં ખરો ગુન્હેગાર કોણ છે તે જણાશે. દોષ અને દોષવાન જોવાની આપની શક્તિ વિલક્ષણ છે; છતાં પણ ત્રીજા પુરૂષની જરૂર હોય તો સંધિરાજ સાથે જાય.

**કૌટિલ્ય**—પણ આ આરોપીના ઉપર ગુન્હો સાબીત થયો તેનો શો દંડ ?

**સત્ત્વવર્મા**—સરદાર મદનસિંહનો વધ થયો ત્યારે એ બન્ને રાજ્યસભામાં હતા. કોણે વધ કર્યો એ જણાયું નથી. ચબૂતરાના પેહેરેગીરો કોઇને ઓળખી શકયા નથી. શબ કયાંથી આવ્યું તે પણ જણાતુ નથી. કૃપાણ ધર્મપાળનો ખરો. તેટલાજ ઉપરથી આ આરોપીને દોષવાન ગણવા કે નહિ તે ભૂપાલના વિચાર ઉપર છે.

**કૌટિલ્ય**—પણ એક આરોપી પોતે વધ કર્યાનુ કબુલ કરે છે.

**સત્ત્વવર્મા**—કૃપાણે વધ કર્યો એમ કેહેછે, પોતે નહિ. ( સહુ આશ્ચર્ય બતાવે છે અને કૌટિલ્ય ફીકો પડેછે. )

**અમર્ષકેતુ**—( સક્રોધ ) પણ વધ કરનાર કોઈએ ખરો કે નહિ ?

**સત્ત્વવર્મા**—ખરો. પણ સરદાર મત્સરધૂમ કેહેછે એમ કોઈ ત્રાહિત પુરૂષ પણ હોય અથવા વિહારી કેહેછે એમ કોઈ સ્ત્રીનો પ્રસંગ હોય.

**ન્યાયાધીશ**—એમ હોય તો દંડ દેતાં વિચાર પડે.

**મત્સરધૂમ**—ત્યારે શું આપણા દ્રોહીને આપણેજ હાથે છોડી દેવા ? આજ સુધી લોકોનાં લોહી પીને ધન ભેગુ કર્યું; અને હવે લોકોના જીવ લેવાને એમને છુટા રાખવા છે ?

**સત્ત્વવર્મા**—એ તો મહારાજાધિરાજની જેમ આજ્ઞા. બાકી મ્હારો વિચાર તો એમ કે ધનપાળ શેઠને છુટો કરવો. અને ધર્મપાળને હાલ હું મ્હારી દેખરેખ નીચે રાખું. દરમ્યાન, સરદાર મદનસિંહને ત્યાં તજવીજનુ પરિણામ પણ જણાશે.

**ભૂપાલ**—બરાબર, એમ કરો.

**સત્ત્વવર્મા**—જેમ આજ્ઞા. ( ધનપાળને ) શેઠ, જાઓ તમને રજા છે.

**ધનપાળ**—પ્રભુ તમારૂં ભલુ કરો. ( પાઘડી ઉતારી સલામ કરી જાય છે. )

**સત્ત્વવર્મા**—ધર્મપાળ, તમે મ્હારા મકાન ઉપર જાઓ.

**ધર્મપાળ**—જેમ આજ્ઞા. ( જાયછે. )

**મત્સરધૂમ**—એ નાસી ન જાય અથવા એના સરીગતને મળી ન જાય કે રાજદ્રોહ ન કરે તેને માટે એના ઉપર પેરો રાખવો જોઈએ. કૌટિલ્યે કહેલી રાજદ્રોહની વાત ઉડાવી દેવા જેવી નથી. ( ચોબદાર પાછો આવે છે. )

**સત્ત્વવર્મા**—મહારાજાધિરાજ યથાર્થ વાત જાણેછે. ( સહુ આશ્ચર્ય દેખાડે છે. )

**ભૂપાલ**—પ્રધાન, હવે ખરા રાજદ્રોહીને શીક્ષાનો સમય નજીક આવ્યો છે. ( એમ કહી સભા બરખાસ્ત કરેછે, અને પ્રધાન સાથે અંતર્ગૃહમાં ચોબદારના અવાજ સાથે જાયછે, તેમ સત્યશાલી પણ ગૃહ તરફ જાય છે. અને બીજા ટોળુ વળી ઉભા રેહે છે. )

**અમર્ષકેતુ**—( મહાક્રોધમાં કંઈ ન ચાલ્યાથી અકળાઇને ) આ બધું કામ ન્યાયાધીશે બગાડયુ. એમના જેવો કોઈ ચલવૃત્તિનો માણસ ન જોયો.

**ન્યાયાધીશ**—અરે ભાઈ, મ્હારે શું છે ? મત્સરધૂમ બીજા બીજા વેહેમ ઘાલતા હતા ને ?

**મત્સરધૂમ**—મ્હારે તો પેલા અમરસત્રને ફસાવવો હતો, પ્રધાને અવળુ વેતર્યું તેમાં હું શું કરૂ ?

**અમર્ષકેતુ**—જ્યાં સુધી એ પ્રધાન છે, ત્યાં સુધી રાણીજીનુ નથી ચાલતુ તો આપણુ શું ચાલનાર છે ? માટે હવે એને કબજે કરવો.

**વિહારી**—( જરા હસીને ) થાય ત્યારે.

**અમર્ષકેતુ**—મને કેવો જાણો છો ? નથી તમારી પેઠે મ્હારે એશઆરામની ગરજ. મને છેડી જુવો તો ખરા ?

**વિહારી**—મ્હારે શું પ્રયોજન ? "ભેંશનાં શીંગડાં ભેંશને ભારે." આપણે તો "બંદા ખાવે ઓર તાપે." પણ જોજો, સંધિરાજ, આ વાત રાજાને કાને ન જાય.

**સંધિરાજ**—ભાઈ, મ્હારે શું છે ? હું કંઈ બોલ્યો છું ?

**મત્સરધૂમ**—તમારાંજ કારસ્તાન છે.

**સંધિરાજ**—આપણે તો સુલેહના સાથી છીએ. આપણે કંઈ કારસ્તાન કરતા નથી. પછી તમને ન મનાય તો તમે જાણો.

**ન્યાયાધીશ**—એમને શું કરવા સતાવો છો ? તમે ન ફાવ્યા ત્યારે બીજાનો દોષ !

**મત્સરધૂમ**—ઠીક ઠીક. પણ જોજો ન્યાયાધીશ. આપણા મદનના સુવા પછી તેની લાજ ન જાય. એનુ પોકળ ઉઘાડુ પડ્યું તો આપણા પણ રામ રમી ગયા સમજજો. આજે રાજાની આંખ ફાટેલી હતી.

**ન્યાયાધીશ**—( મનમાં ) મદનને લાજ હતી ક્યારે કે તે જશે ? ( તાણીને ) આપણે તો સંગ તેવો રંગ છે. સત્યશાલીની પાછળ આપણે.

**અમર્ષકેતુ**—તે સત્યશાલી કેહેશે-બધી વાત ઉઘાડી કરો, તે કરશો ?

**ન્યાયાધીશ**—ત્યારે હું તેના વિરૂદ્ધ કામ કરી તમારે માટે જુદોએ પડું ?

**મત્સરધૂમ**—ત્યારે સહુ કોઈ સ્થાનભ્રષ્ટ થશે. તમારે પણ ઘેર જવુ પડશે.

**ન્યાયાધીશ**—થાય તે ખરૂ.

**વિહારી**—આ તો બેસણી વિનાનુ ઢોળવું છે. આનો તે વિશ્વાસ રખાય? પણ કંઈ રસ્તો ક્હાડો, સંધિરાજ, ખરો ઉપાય બતાવો. આપને પણ સાથે જવાનુ છે, તે જોજો, હવે ભુંડા થવા વખત ન આવે.

**સંધિરાજ**—પાછા કેહેશો કે મ્હેં કારસ્તાન કર્યું. માનવુ હોય તો માનજો. બાકી આપણે મન તો એ કે તજવીજ કરતા પેહેલાંજ બંધને પડેલી સ્ત્રીઓ મદનના ઘરમાંથી નીકળી જાય; અને અમે જઇએ ત્યારે કોઈ ન હોય, એટલે ધરમ ને ધ્યાન બે રહ્યાં.

**સહુજણ**—વાહ વાહ, બરાબર. ચાલો એમ બંદોબસ્ત કરીએ.

(સંધિરાજ શિવાય સહુ કોઈ જાય છે.)

**સંધિરાજ**—(એકલો) અહો! આ લોકોનો કેવો સંપ છે? સ્વભાવ જુદા, ગુણ જુદા, સ્વાર્થ જુદા, છતાં પણ સામાન્ય હિતમાં અંતર્કલહ વિસારી કેવા પરસ્પર સહાયભૂત થાય છે? સર્વથા, મહાદેવી માયાવતીનીજ ખૂબી છે. બીજી તરફથી ધર્મપરાયણ કેહેવાતા આર્યજનોમાં કેવો કુસંપ? અથવા કેવી અનૈક્યતા? આ-હું-સંધિરાજ, સમય સમજી, જાત વટાવી, વેશ ભજવી, હાએ હા કહી, અપમાન વેઠી, મ્હારા જાતભાઈઓનુ અનેક પ્રકારે રક્ષણ કરૂ છું, ત્હોયે આર્યજનો તો કેહે છે કે હું ફુટેલો છું–ભ્રષ્ટ છું? અરે, મંત્રબળની ખરી કીંમત કો'ને છે? સર્વથા,

(રોળા વૃત્ત.)

ગુપ્ત મંત્રમાં રહ્યા ગુણો બહુવિધિ હિતકારી,
શીઘ્ર સાધ્યની સિદ્ધિ ઋદ્ધિ થાએ પણ ભારી,
ગુપ્ત મંત્રથી કરે વિજય સ્મર મૃત્યુ વિધાતા,
રાજ્યતંત્રમાં મંત્ર–રહિત જન ગોથાં ખાતા.

પરંતુ ઉદ્રિક્ત અને શૂરવીર આર્યને મંત્રનો અવકાશજ ક્યાં છે?

(રોળા વૃત્ત.)

ધર્મ, સત્ય ને શૌર્ય, માતના સ્તનથી ધાવે,
ગળથૂથીમાં સ્નેહ, ટેક, વ્રત, ને મધુ, આવે,

મ્હડે માતનો રંગ સકલ સ્ત્રી રક્ષણ કરવા,
તે શૂરાને હોય મંત્રની ક્યાંથી પરવા?

ત્યારે તેમનો દોષ પણ કેમ કહેડાય? ખેર, જનાપવાદ ગમે તેમ હોય, તોપણ મ્હારે તો સમયને અનુસરી સજ્જનનુ રક્ષણ કરવું. ત્યારે હવે પવન કેમ વાય છે તેનો વિચાર કરૂં. અથવા, આવા નિપુણ પ્રધાનની સદૈવ સફલા રાજ્યનીતિ પરમાત્માની મોહિની સ્વરૂપ પેઠે નરકાસુર જેવા દુર્બુદ્ધિને તેને પોતાને હાથેજ ભસ્મસાત્ કરાવે છે, ત્યાં બીજો શો વિચાર કરવાનો છે? (પ્રધાન આવેછે.)

**પ્રધાન**—કેમ સંધિરાજ, શા વિચારમાં પડ્યા છો?

**સંધિરાજ**—આપને ધન્યવાદ આપવાના.

**પ્રધાન**—શાનો ધન્યવાદ? કંઈ કુશલ વૃત્તાન્ત છે?

**સંધિરાજ**—આથી બીજું શું કુશળ?

(ગીતિ.)

મદન યમ-સદન પ્હોચ્યો, અમર વિજય ને ધર્મ શર્મ પામે,
અધર્મ-કાર્ય ઉઘાડ્યાં ભૂપ-નયન, ને પડયો ન શ્રમ નામે.

**પ્રધાન**—(મ્હોં મલકાવીને) સંધિરાજ, એ તો હવે ઠીક, પણ મદનસિંહને ત્યાં જઈ આપ શું કરશો?

**સંધિરાજ**—જવું પડે એમ જણાતુ નથી. કારણ,

વસંતતિલકા વૃત્ત.

જો સૂર્ય વૃષ્ટિ દઇને બહુ તાપ તાપે,
તો તાવની ઋતુ વિશે ફલ માત્ર આપે,
વર્ષાદ તાપ જ્વરને નહિ ગાંઠનારી,
સન્નીતિ સત્ત્વર ફળી વચને તમારી.

કાંકે આ પાપીઓ,

(ગીતિ.)

ભાર જવાના ભયથી, નિર્લજ તોયે સલજ્જ થઈ, છોડે,
આ સમયે, પરરામા, રમા, રમણ, મદ, ધૈર્ય, ધર્મ જોડે.

**પ્રધાન**—(મંદ હસીને) શું બોલો છો? સરદાર, શૂરા લોક એમ નમ્યું આપશે; છંછેડાયલો નાગ તો ડસે છે, માટે સંભાળજો.

**સંધિરાજ—**

(મંદાક્રાન્તા વૃત્ત)

રંગે કાળો, વિષ વદનમાં, ફુંકથી ભૂત ફાટે,
અંગે ફાળો, ચપલ ભરતો, રાજ્ય-લક્ષ્મી લલાટે,
વામાસ્નેહે શિવશિર વ્હડી લોકને નાગ દંડે,
તેને નાથ્યો અકલ કલથી નંદ-આનંદકંદે.

તેમજ આપે આજ કર્યું છે. સર્વથા, બુદ્ધિનુ પ્રાબલ્ય વધારે છે.

**પ્રધાન**—મને તો ધર્મનુ પ્રાબલ્ય વધારે જણાય છે.

**સંધિરાજ**—એ પણ ખરૂં, પણ એકલા ધર્મથી શું થાય?

(ઇંદ્રવિજય છંદ)

ધર્મ હતા પણ બુદ્ધિ ખરી ખરચી તવ ભીષ્મ સુયોધન હાર્યા,
ધર્મ છતાં સ્થિર બુદ્ધિ જતાં, સુર વૃત્રથકી ફરતા બહુ માર્યા,
ધર્મ હતો પણ બુદ્ધિ વિના, બલિ વામનપાદ તળે ચગદાયા,
બુદ્ધ થયા વિણ કેવળ ધર્મ ધરી ન તર્યા જન ઈશ્વરમાયા.

(એટલામાં દોડતો દોડતો વિદ્યાધર શ્વાસ ખાતો ખાતો આવે છે.

**સંધિરાજ**—કેમ વિદ્યાધર, આટલો ગભરાયો છે?

**વિદ્યાધર**—અરે ભાઈ, શું પુછો છો, પેલા અનુભવ વિનાના અમર મહારાજ—

**પ્રધાન**—શું કરે છે?

**વિદ્યાધર**—અરે, એ તો આખા રાજ્ય સાથે બાથ ભીડવા આવે છે.

**સંધિરાજ**—શું કરવા?

**વિદ્યાધર**—પેલા ધર્મપાળની વાત જ્યારથી સાંભળી છે ત્યારથી તો ન કરો વાત-એના ક્રોધની કે વેગની. મહારાજ, હું તો થાકયો. હવે આપ એને નિવારો તો ઠીક. નહિ તો કંઈનુ કંઈ થઈ જશે.

**પ્રધાન**—(ઈષત્ હાસ્ય કરીને) ત્હારૂં ન માન્યું તે અમારૂં કેમ માનશે? વળી એ મ્હોટા થયા.

**સંધિરાજ**—પ્રધાનજી, વર્ષમાં મ્હોટાઈ શા કામની?

એણે

(વસંતતિલકા વૃત્ત.)

દીપોત્સવી જરૂર જોઈ રૂડી પચીસ,
માર્યા વરૂ, હરિણ, સિંહ, ઘણા મહીપ,

(પણ-) સન્નીતિ જોઈ નહિ ને મત ના મરાયું,
તો કાર્ય સ્વાર્થ પરમાર્થનુ ના સધાયુ.

**પ્રધાન**—એણે,

સન્મિત્ર ધર્મતણુ દુઃખ નથી ખમાયુ,
છુટું પડેલ ગજ-બાળક ધુંધવાયુ.

**વિદ્યાધર**—સાથે એમ પણ કહોને કે,

"એળે ગયુ સકલ અક્કલ સાથ આયુ;"—

(નેપથ્યમાં) કૌટિલ્યના કટકનુ, નહિ થાય ફાવ્યુ.

**વિદ્યાધર**—અરે મહારાજ, જુવો જુવો, એ તો આ આવ્યા-કૃપાણ ખેંચીને. (અમરસત્ર દૂરથી આવતો દેખાય છે.)

**પ્રધાન**—(જોતો જોતો) અહો! શો પ્રતાપ!

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

અંગોઅંગ વિભૂતિ ભવ્ય ભભકે, ફૂત્કાર ભારે થતો,
ગૌરીદ્રોહ થતાંજ શંભુ અરિને સંહારવા ધાવતો,
કે લેઈ નરસિંહરૂપ હરિ શું દોડે નૃશંસોભણી,
શોભા સૂર્ય સમાન આ અમરની શી ચંડ સોહામણી!

**સંધિરાજ**— (શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

આ ફેંટો ફરકે યથા ત્રિભુવને ફેલાય ધર્મધ્વજા,
શીળા પંકજલોચને અનલ શો દે આત્મભૂને સજા,
જાણી પાણિ-કૃપાણ પ્રાણ હરશે દિક્ સુંદરી નાસતી,
પૃથ્વી પાદપ્રહારથી ધમકતી વીરે ધરી રાજતી.

(એટલામાં ઉપર કહેલે વેશે અમરસત્ર પાસે આવે છે તેને સામો જઈ વિદ્યાધર અટકાવે છે અને સંધિરાજ પાછળ જાય છે.)

**અમરસત્ર**—છટ્ જવાદે. કોણ છે તું મને રોકનાર?

**વિદ્યાધર**—ક્ષમા કરો, આ મહારાજ સંધિરાજને જુહાર તો કરો.

**અમરસત્ર**—કોને જુહાર?

(વસંતતિલકા વૃત્ત.)

જેણે કલંકિત કર્યો નૃપ દીપ્તિમાન,
"હા હા" કહી અધમ પાદ કર્યા પ્રણામ,
જે દૈન્ય દાસ્ય કરીને અરિ-કીર્તિ ગાય,
તેને જુહાર કરવા શિર ના નમાય.

**સંધિરાજ**—(પ્રેમયુક્ત તિરસ્કારથી) જુહાર ન કરશો અને આગળ પણ ન ધપશો. આજ્ઞા માન્ય કરવી એ કનિષ્ઠનો ધર્મ છે.

**અમરસત્ર**—ધર્મરક્ષણ એ પ્રથમ ધર્મ છે. તો જોઉં વારૂ મને કોણ અટકાવે છે?

**વિદ્યાધર**—હું- (ઉપજાતિ વૃત્ત.)

અનેક બ્રહ્માણ્ડ તણો અધીશ,
અનાદિ ચિન્માત્ર અનંત ઈશ,
વિજ્ઞપ્તિ તે સેવકની સ્વીકારે,
તેથી થયા શું ગજપુત્ર ભારે?

મહારાજ, આતો અભિમાન કેહેવાય. અથવા મદોન્માદ કેહેવાય. કરવું હોય તે કરજો પણ વાત સાંભળો.

**અમરસત્ર**—(જરા ખમચીને)

(રોળા વૃત્ત.)

ધર્મપાળ નિર્દોષ ગ્રસ્ત જાણીને આજે,
રક્ષા કરતાં વાર કરૂં તો જણતી લાજે,
બાહુકથી ન કપાય રાહુ તો શેના બાહુ,
દે મિથ્યા અપવાદ તેમને જકડી સાહુ.

**સંધિરાજ**—પણ ધર્મપાળ છુટા હશે તો?

**અમરસત્ર**—હેં, શું કહો છો? વિદ્યાધર, ખરી વાત છે?

**વિદ્યાધર**—નિરંતર તમારૂજ હિત કરનાર તમારા પરમ પૂજ્ય કાકાનુ અપમાન કરી હવે પુછો તેમનેજ. હું શું જાણું?

**અમરસત્ર**—(સલજ્જ થઇને) કાકા, અપરાધ ક્ષમા કરશો. મિત્રને અકારણ આપત્તિ આવી જાણી આવેશમાં આપની અવગણના થઈ તેની ક્ષમા આપશો. પરંતુ સત્ય કહો, ધર્મપાળ બંધનમાં નથી?

**વિદ્યાધર**—અહો! ( ગીતિ. )

અનુચિત કર્મ કરીને ક્ષમા માગવી, ટેક તજિ, લજાવું,
તેથી ધીરપ સારી, શાણા વીરે ન ક્રોધ વશ થાવું.

**સંધિરાજ**—પ્રેમમાં અપરાધ કે ક્ષમાનો અવકાશ નથી. પણ ભાઈ જરા વિચાર કરો. પુછપરછ કરો. છેક વંટોળિયા જેવો વેગ રાખવો એ શુદ્ધ શૌર્યને દૂષણ છે.

**અમરસત્ર**—(સલજ્જ) (સોરઠો.)

દોષાકરમાં દોષ, જ્યમ શોધો ત્યમ લાધશે.
શિર ધારે, પણ રોષ, મહેશ, લેશ કરે નહિ.

**સંધિરાજ**—તેતુ કંઈ નથી. પણ આ ટેવ હવે મુકી ઘો. આપણી ઇચ્છા પ્રમાણે સદા થઇ શકતુ નથી. અપાયનો ઉપાય કરવો, પણ ધૈર્યથી કાર્ય કરવું. એક રાતમાં શું ખાટુ મોળુ થઈ જાય? એક દિવસ ધર્મ બંધનમાં રેહે તેથી શું તે પાતળો થઇ જવાનો—

**અમરસત્ર**—(પુનઃ આંખમાં રોષ ભરીને) ત્યારે શું એ હજી અકારણ બંધનમાં છે? નિશ્ચય માનજો કે,

ગીતિ.

ધર્મ વિરોધી સત્ત્વો, યુદ્ધે હરવી કરૂં કબજ સ્હેજ,
વૈરોત્શ્વાસ કરીને, શ્વાસ વિશે લઉં અધર્મનુ તેજ.

**પ્રધાન**—(દૂરથી) તથાસ્તુ. અમર, કેમ વેગે સ્હડ્યા છો? અહીં આવો. (આંખ જરા કરડી કરે છે.)

**અમરસત્ર**—(પાસે જઇને) પ્રણામ કરૂંછું, શિરશ્છત્ર, અપરાધ ક્ષમા કરો.

**પ્રધાન**—ક્ષમા કરવાતુ કંઈ નથી. ધર્મની મૈત્રીથી તેની આપત્તિમાં તમારાં ક્રોધ અને શૌર્ય સ્થાને છે, પરંતુ વડીલનાં વિશ્વાસ અને માન રાખવા શિખો.

**અમરસત્ર**—આર્ય, આપનો તો વિશ્વાસ જ છે.

**પ્રધાન**—તો કેમ ઘેરથી આવ્યા? આ ઉઘાડો કૃપાણ શો? આ પ્રચંડ વેશ શો? આ ઉદ્ધત ભાષણ શું? આવી ક્ષુદ્ર સહાયવિના કાર્યસિદ્ધિ નથી કરી શકતા?

**અમરસત્ર**—(સલજ્જ) એટલી અપૂર્ણતા અને બાલિશતા.

**પ્રધાન**—એ વાત જાણીને પણ આમ કોઈની સંમતિ લીધા વિના, અથવા વડીલનો તિરસ્કાર કરી, રાજ્યનુ અપમાન કરવા તૈયાર થયા; ધીર ગંભીર ગજસિંહના કુંભસ્થળનુ મોતી, પાણીવાળુ છતાં, ડાઘ-યુક્ત જોઇ ખેદ કોને ન ઉપજે ?

**અમરસત્ર**—(સલજ્જ પગના અંગુઠાથી જમીન ખોતરતો) આપ પિતાજીને ઠેકાણે છો, ડાઘ ધોવો એ આપનુ કર્તવ્ય છે. સેવક અધીન છે.

**પ્રધાન**—તો સાંભળો. ભૂપાલ કોણ છે?

**અમરસત્ર**—આર્ય જન મંડળની સત્તાનુ, પ્રતિષ્ઠાનું, સમૃદ્ધિનુ, સુખનુ, અને સ્થિતિનુ સાક્ષાત્ સ્વરૂપ છે.

**પ્રધાન**—તે પૂજ્ય છે કે નહિ?

**અમરસત્ર**—છેજ. પણ રાજ્યમાં થતા દોષ સુધારવા.

**પ્રધાન**—તમારા ગુણદોષ તમે સમજી શકો છો ? સમજી શક્યા ?

**અમરસત્ર**—જી ના.

**પ્રધાન**—તો તમારા જેવા અને વિરૂદ્ધ સ્વભાવના અનેક પ્રકારના જનમંડળથી ભરેલા આ સામ્રાજ્યના ગુણદોષ કેવી રીતે જોઈ શકશો ?

**અમરસત્ર**—(શરમાઇ) ક્ષમા કરો.

(સોરઠો)

ભરવાને આકાશ, ધોવા અંબુધિનો મળ,
ગાંડી ધરતો આશ, ડાઘ સૂર્યમાં શોધવા.

માટે હવે આજ્ઞા કરો.

**પ્રધાન**—જુવો, સાંભળો. તને,

(ઇંદ્રવિજય છંદ.)

વીર સુધીર કરી તતખીર સુયુદ્ધ કરી મૃત ખ્યાલ કર્યો છે,
તે સૂણી ભૂપતિ હર્ષ ધરી અતિ, સૈન્ય તણો પતિ આજ કર્યો છે.

**સહુજણ**—(આશ્ચર્ય પામી) શું ? શું ? (સ્તબ્ધ બની જાય છે.)

**અમરસત્ર**—(ગદ્ગદ થઈ) ત્યારે શું ભૂપાલ સર્વ વાત જાણે છે?

**પ્રધાન**—
ચક્ષુ હજાર વિશુદ્ધ ઉદાર નૃપાળ થકી કશું રહે ન અજાણ્યું
દર્દુર કૂપ તણો થઈ રહે વણ કારણ શૌર્ય અને વપુ તાણ્યું.

**સંધિરાજ**—પ્રધાનજી, આ શું કહો છો ? કહો, કહો. અથેતિ

વાત કહો. આ ગાંડા અમરને ઠપકો પછી દેજો. અપકારને બદલે ઉપકાર! મહારાણીનુ પણ ન ચાલ્યુ? કહો શી રીતે જાણ્યું? કેમ થયું?

**પ્રધાન—** (રોળા વૃત્ત.)

દૂધ અને જળ તણી પરીક્ષા હંસો કરતા,
જડ ચેતનનાં તત્ત્વ પરમહંસો મન ધરતા,
શઠ દંભી ને શુદ્ધ જનોને નૃપ જાણે છે,
મનુષ્ય-રત્નો તણો પરીક્ષક એકજ એ છે.

**અમરસત્ર**—મહારાજ, શંકાનુ સમાધાન કરવા આપ સમર્થ છો, તો અયોગ્ય પ્રશ્ન જાણી ઉપહાસ ન કરતાં ઉત્તર આપશો. પ્રશ્ન એજ કે આવા સર્વજ્ઞ અને ગુણજ્ઞ ભૂપાલના રાજ્યમાં અધર્મ અને અન્યાયનુ પ્રબળ કેમ વધે છે?

**પ્રધાન**—ઈશ્વરકૃત સૃષ્ટિમાં એમ કેમ થાય છે?

**અમરસત્ર**—સમજ્યો મહારાજ, પણ હવે અવિવેકનો દંડ દેવો યોગ્ય છે.

**પ્રધાન**—આથી બીજો શો દંડ?

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

સત્કાર્યે ધરૌં વેગ લજ્જિત થઇ બોલ્યું અબોલ્યું કર્યું,
સ્વીકાર્યું અવિનીત હુંપદ, દિઠું કૌશલ્ય દોષેભર્યું,
પશ્ચાત્તાપ કરી ગ્રહી નમિત ત્હેં શિક્ષા અને સન્મતિ,
આથી દંડ-પરંપરા અવર શી દે મંત્રિ કે ભૂપતિ?

માટે અખંડ ભૂમંડલૈક ચૂડામણિ મહારાજાધિરાજે મોકલેલું સેનાનાયકના અધિકારનુ દર્શક લે આ શસ્ત્ર, અને સજ્જ બની થા રાજ્યસેવામાં તત્પર.

**અમરસત્ર**—ઉપકારથી પરાજિત થએલો હુ આટલો બધો ભાર સેવાને યોગ્ય નથી, તેમ અધિકારની સ્પૃહા વિના રાજ્યનાં ધર્મ્ય કાર્ય કરવા અને કરાવવા સેવકે તન મન અને ધન સમર્પણ કરેલાંજ છે, તો આથી વધારે શું?

**પ્રધાન**—અધિકારની સ્પૃહા ન ધારે એવા વિરલ જનનેજ અધિકાર આપવો ઉચિત છે. જેની સર્વ સમર્પણ કરવાની શક્તિ છે તેજ સત્તા જીરવી શકે છે. આ અધિકાર તમને આપ્યાથી વધારે એટલું કે શિર ઉપર ભાર આવવાથી ઉદ્ધત્તા જશે અને અનુભવ આવશે.

**અમરસત્ર**—તો આજ્ઞા માન્ય કરૂં છું. (અમરસત્ર શસ્ત્ર લે છે.) બીજી કંઈ આજ્ઞા?

**પ્રધાન**—હા, ભૂપાલે કેહેવરાવ્યું છે કેઃ—

(રોળા વૃત્ત.)

રાજ્ય તણો જયસ્થંભ થઈ જનને મન ગમજે,
દુષ્મન સામે સિંહતુલ્ય હણવાને નમજે,
ધરી બાપનું ધૈર્ય બિરદ રણમાં સાચવજે,
કરી ધર્મનો સંગ કીર્તિનાં સુખ અનુભવજે.

**અમરસત્ર**—જેમ આજ્ઞા. (સર્વ જાય છે)

**ચોથો અંક સમાપ્ત.**

---

## અંક પાંચમો.

### સ્થલ, કામ્યકવન.

(વિષયપાળના સૈન્યને મેધાવી અને કરણદાન એ બે ચાર દૂરથી જુવે છે.)

**મેધાવી**—અહો, શી દુષ્મનની તૈયારી છે! ખરે,

(રોળા વૃત્ત.)

લોકાલોક સમાન જુવો ત્યાં સેના સામી,
અનમી દુષ્ટ કરાળ યોધના બળથી જામી,
ચળક ચળક તરવાર નભ થકી ચપલા પ્રસરી,
મૂઢ મરદને કંઠ ભેટવા પરી કે ઉતરી.
લગ્ન સમયનાં ગીત મધુર બંદીજન બોલે,
શૂરાતન ભરપૂર પૂર્યાં છે રણને ઢોલે,
વેર, વેગ, હઠ યુક્ત ત્રિવિધિ શો પવન વહે છે,
તીખા ખારા અશ્વ-યુવક મદમત્ત ફરે છે.

**કરણદાન**—અહો, શી જાગૃતિ!

(વસંતતિલકા વૃત્ત.)

ભારે નિશીથ તરૂ, પર્ણ, ન, વારિ, હાલે,
ના સિંહ, વ્યાઘ્ર, વરૂ, ભૂત, બહાર મ્હાલે,

વ્યોમે નિશાચર ભયે ગૃહમાં ભરાય,
તે કાળ આ વિષયસૈન્ય, જુઓ સુહાય.

અથવા શી યુક્તિ!

( રોળા વૃત્ત. )

સિદ્ધરાજની વાત રજેરજ પલપલ જાણે,
દશ ગોપુરના દેવ ગુહ્ય પ્રકટે આ ટાણે,
અધિકારી બેદીલ કલહ અંતર પેસાડે,
ઘર ફૂટે ત્યાં કર્મ ફૂટતાં નહિ કે કુહાડે?

ખરે, મને તો જયની બહુ શંકા રહે છે. એક તો વીરમંડળ ન્હાનુ, બીજુ અરિબળ અસંખ્ય, ત્રીજુ આપણામાં પરસ્પર વિરોધ, ચોથુ સેનાપતિનુ બાલ્ય, પાંચમુ વિષયપાળ ઉપર તેની સેનાનો વિશ્વાસ—અરે કેટલુ ગણાવું? મને તો એમ જણાય છે કે આ વેળા નિત્યાનંદમાં રેહેનાર અંતઃપ્રસ્થના પણ ભૂપાલની પ્રતિષ્ઠા રહેવી કઠણ છે. સર્વથા,

( ગીતિ. )

મંત્રી તંત્ર-કુશલ છે, સેના શૂરી પ્રજા અનુરાગી,
એમ વિચારી સુખમાં, અક્રિય રહે તે નૃપાલ હતભાગી.

પરંતુ એવા પ્રમાદના ફળમાં,

( ગીતિ. )

દીર્ઘસૂત્રતા મંત્રી, અશૌર્ય સેના, અભય લોક ધારે,
ત્યાગ-શક્તિ પણ જાતાં, માત્ર શત્રુ વીર-હાકથી હારે.

**મેધાવી**—એ ખરૂ, પણ મહારાજા અમરસત્ર પણ વિચક્ષણ છે. તેમનો મંત્ર કંઈ વિલક્ષણ હશે.

**કરણદાન**—હંમ્, એવા ઉચ્છૃંખલ યુવાનનો કો'ને વિશ્વાસ પડે?

( ગીતિ. )

લઢતાં દળ નવ જોયું, તેને ભૂપે સૈન્યનાથ ઠરવ્યો,
કપટી શૃંગાલ સામે, જય મેળવવા ઘટે વ્યાઘ્ર ધરવો.

**મેધાવી**—ભાઇ, એમ મા બોલ, મહારાજા અમરસત્ર વયમાં લઘુ છે, પણ શૌર્યમાં પ્રૌઢ છે. તેમને સંયમ સ્વાભાવિક છે, ઉચ્છૃંખલતા અતુલબળનુ ઉભરણુ છે, યુદ્ધમાં પ્રેમ છે, અને જીવિતની નિરપેક્ષા છે, ત્યાગ પ્રકૃતિ છે અને વેગ વિકૃતિ છે. અથવા—

( વસંતતિલકા વૃત્ત. )

માતંગકુંભ–દૂયનો ચસકો સ્વભાવે,
જે મેઘ સન્મુખ મદોન્મત ઉચ્ચ ધાવે,
નિર્ભીતિ ને ચપલ ઉત્કટ ઉગ્રકાય,
તે સિંહશાવ પ્રે. ધરે વયની સહાય.

વળી,— ( સ્ત્રગ્ધરા વૃત્ત. ) —

ન્હાનો તોએ તમંચો, અરિહૃદયતણાં સદ્ય ભેદે કપાટ,
વીંછી દંશી નહાનો પણ લઘુ પદથી ફાડતો અશ્મછાટ.
ચિત્તો ન્હાનો તથાપિ ચપલ પલકમાં ભક્ષ્ય ઝૂંટે અધીરો,
ન્હાનો ન્હાનો છતાં એ અરિદમન વિશે અગ્નિ જેવો અધીરો.

**કરણદાન**—ભાઈ, "શેરને માથે સવાશેર" હોય. બલાબલની પરીક્ષા વિના કોઈ વેળા હાર ખાઈ જવાય. વળી હાર થવાનો સંભવ જણાતાં ખરા સૈન્યપતિ અનેક નિમિત્તે યુદ્ધ બંધ રાખે છે. એમાં હઠ કામમાં ન આવે, જાણતો નથી કે—

( રોળા વૃત્ત. )

અગ્નિ સહાવા બાળ રાંડ માંડે તે માંડે,
મૂઢ વિષયને કાજ શાન્તિ છાંડે તે છાંડે,
દીપ–મૃત્યુની પાસ શલભ દોડે તે દોડે,
બાલ્ય અને ધીમાંધ વસે છે જોડે જોડે.

**મેધાવી**—મિત્ર, અબુદ્ધ અને બાળને માટે એ વાત ખરી; પણ બુદ્ધિમાન સમર્થ શૂરનો તો સ્વભાવજ એવો છે.

( રોળા વૃત્ત. )

ગંગાનો જળવાહ હિમાલયથી નવ અટકે,
રવિને કરતાં યાન તિમિરનો ભય નવ ખટકે,
ચંદ્ર ઉગે છે સદા કપાતાં કટકે કટકે,
સમર્થનો એ ધર્મ કશાથી કોથી ન ફટકે.

અથવા, ઉર્જસ્વી અને ઉદ્રિક્ત શૂરવીરને અજયની શંકાજ ક્યાં?

(ગીતિ.)

રામ સમીપે લઢતાં, લવ કુશને ક્યાં હતી લગાર શંકા,
યુદ્ધે ચ્હડતા પ્હેલાં, વાગે શૂરાતણા વિજય-ડંકા.

**કરણદાન**—પણ મિત્ર, હું વિચાર નથી કરતો કે આપણી સેનામાં

ફૂટ છે. મહારાણી માયાવતીની કૃપાથી મસ્ત બનેલા આ આપણા યોદ્ધાને રાજાના વિજયની ક્યાં સ્પૃહા છે? અથવા રાજાને હરાવવામાંજ પોતાનો સ્વાર્થ સમજનાર આ લોકો દુષ્મનને મિત્ર ગણે છે. તો એવા પ્રસંગમાં અમર મહારાજ, પોતાની સેના વિરોધી છતાં, અને અરિસેના અપાર અને બળવાન છતાં, તેને જીતી શકશે?

**મેધાવી**—એમાં શો સંદેહ?

**કરણદાન**—વારૂ. પણ આજ રાત્રી સુધી તો તેમણે અધિકારી વર્ગને કંઈ કાર્ય સોંપ્યું નથી, કોઈનો મત પણ લીધો નથી, કોઈને સજ્જ થવાની આજ્ઞા આપી નથી, ક્યારે યુદ્ધ થશે તેપણ કોઈને કહ્યું નથી. આણી પાસ શત્રુ તો સજ્જ થઈ પ્રહાર કરવા એક હાથ ઉચ્ચ કરી ઉભો છે. આનુ શું સારૂ પરિણામ આવશે? મને તો કંઈ સમજાતું નથી.

**મેધાવી**—વયસ્ય, એજ કહી આપે છે કે મહારાજા અમરસત્ર સર્વના ગુણ પરિપૂર્ણ જાણે છે. ફૂટેલા સાથે મંત્ર શો? વળી નથી સમજતો કે સમુદ્રની પૂર્ણ શાન્તિ એજ મહા ઉત્કટ તોફાનની સૂચક છે, અને આકાશની ગંભીર સ્થિરતામાંથીજ મહાવાત્યાનો જન્મ થાય છે?

**કરણદાન**—હંમ. ગમે તે કેહે, પણ ખરૂ પુછે તો આ સૈન્ય જોઇને હું તો હેબકજ ખાઈ ગયો છું. પ્રભુની સહાયવિના આ યુદ્ધમાં આપણો જય થવો દુર્લભ છે. કાં કે—

( ગીતિ. )

વૈર વૈરનો ઝેરી, અરિસેનાનો સતત શબ્દ થાય,
ચંચળ મનશા દુષ્મન, હૃદય ભેદવા ઉતાવળા થાય.

**મેધાવી**—વયસ્ય, ઇંદ્રના એક વજ્રપાતમાંજ અસુરોનો સંહાર છે, માટે અભાગી આગીયાની પેઠે છો આ સમૂહ ફડફડાટ કરે, પણ અમર મહારાજના પ્રતાપ આગળ તેઓ ક્ષણમાંજ રોળાઇ-ચંપાઇ જશે.

**કરણદાન**—તને અમરસત્રનો બહુ વિશ્વાસ છે. અસ્તુ. પણ ચાલો. હવે આપણે આપણુ બીજું કર્ત્તવ્ય કરીએ. અરિસેનાનુ બળ, તેની યુક્તિ, તેનાં સાધન, તેની રચના, આદિ તો જોયાં, હવે છિદ્ર જોઈએ.

**મેધાવી**—હા, ચાલો. ( આગળ પાછળ ફરી ફરી જુવે છે.)

કરણદાન—( જોતો જોતો અટકી ) વયસ્ય, જો. આ સ્થળે બીલકૂલ માણસો નથી જણાતાં, અને જગાતો ખુલ્લી છે; એમ કેમ હશે વારૂ ?

મેધાવી— ( બરોબર તપાસી અને વિચારી ) ખરે, તું કેહે છે તેમ દુષ્મન કલાકુશળ તો છે. આ માર્ગ સૂનો રાખવામાં તેમણે બુદ્ધિબળ બહુ વાપર્યું છે. કાં કે,

( ગીતિ. )

વિજન અરક્ષિત જાણી, આ સ્થળમાં દળ સરળ મત્ત જામે,
તો ઘેરાઈ ફસાએ, જીવસહિત નાસવા ન કો પામે.

કરણદાન—યથાર્થ. ( વળી આગળ ચાલતાં ) અરે મિત્ર, અહીં તો દુષ્મનનુ ખરેખરૂ બાહલુ જણાય છે. જોતો નથી કે અહીં સ્ત્રીઓનોજ પેરો છે, અને તેમની પાછળ આ માટીનો ચણેલો તાજો કોટ છે?

મેધાવી—જોઉં. ( જોતો જોતો ) વાત તો ખરી છે. પણ આવા બળવાન અને નીતિમાન દુષ્મન આવી ભૂલ કેમ કરે? લાવને જરા ઉચ્ચે ચ્હડી જોઉં. ( વૃક્ષ ઉપર ચ્હડી જોઈને ) આહા, કેવો દગો ! સંહાર કરવાની કેવી યુક્તિ ?

કરણદાન—( અધૈર્ય બતાવી ) શું છે? શું છે?

મેધાવી—અહો ! શી જાળ ! અબળ સ્ત્રીદળ જાણી સુભટ આકર્ષાય તો તેનુ નિકંદન કરવાને કેવી સાધના કરી છે? જોને,

( વસંતતિલકા વૃત્ત. )

આ દુર્ગ જીવન સમો પણ પાર ખાડો,
શું નર્ક કે મરણવ્યાલ પડેલ આડો,
તે પાર સજ્જ યમશા અસુરો અનેક,
સંહારવા અભુજ દુષ્મનરૂપ ભેક.

કરણદાન—અહો ! પ્રભુની પૂર્ણ કૃપા. આ વાત આપણે ન જાણી હોત તો કેવી ખરાબી થાત? ખરે, જયાજયનો આધાર ચાર ઉપરજ રેહે છે.

મેધાવી—એમજ છે, ચારને તો,

( વસંતતિલકા વૃત્ત. )

ઉચ્ચારમાં સતત વિગ્રહ સંધિ જાણો,
આંખો વિશે વિજય કે જયને પ્રમાણો,

મસ્તિષ્કમાં પણ વસે નૃપ-લાભ-હાનિ,
હૈયે રમે રિપુતણી સહુ યુક્તિ છાની.

માટે ચારે તો,

(પુષ્પિતાગ્રા વૃત્ત.)

સતત નયન રાખવાં ફ્રટાર,
શ્રુતિ-ગૃહની નહિ વાસવી અટાર,
સ્મૃતિ પણ ધરવી સતેજ ખાસી,
ચલ રસનાપર દેવું તાળુ વાસી.

વળી, (ગીતિ.)

રંધ્ર શત્રુનાં જોવાં, ધોવાં દૂષણ સ્વપક્ષનાં સર્વ,
કારણ કાર્ય વિચારી, યથાર્થ ક્હેવું સ્વાનુભૂતિ-પર્વ.

**કરણદાન**—ચારને માથે અઠ્ઠાણુ ટકાનુ જોખમ છે.

(ઉપજાતિ.)

ફૂટેલ ક્હે જો ન યથાર્થ જોયું,
અશુદ્ધ ક્હે જો લવ ચિન્હ ખોયું,
આજીવિકા જાય પ્રમાદ સ્હાતાં,
ફરી થવું ચોર ક્રિયા સધાતાં.

ખરે, મને તો ચારનો ને ચોરનો એકજ ધંધો જણાય છે. માત્રાનો ફેર નહિ જેવો છે. કાં કે,

(ગીતિ.)

પરસંગ્રહિતાર્થ હરે, છિદ્રો ખોળે, કરે મન કઠોર,
મધ્ય નિશામાં ફરતા, કાતી રાખી ચાર અગર ચોર.

**મેધાવી**—મિત્ર, આજે તું નિર્વેદગ્રસ્ત થયો છે. બાકી ચાર ને ચોરમાં તો આભ જમીનનો અંતર છે. ચોર સ્વાર્થ માટે અને ચાર પરાર્થ માટે યતે છે.

**કરણદાન**—એમ તો કેમ કેહેવાય ? ચોર અને ચાર બન્નેનો આત્મહિતાર્થે પ્રયત્ન છે.

**મેધાવી**—સાધ્ય એક પણ સાધન જુદાં. એકમાં વિષમય અને બીજામાં સુધામય ફ્લ.

**કરણદાન**—કેવી રીતે ?

**મેધાવી**—જો, ચોર અને શાહ બન્નેનો ધન માટે પ્રયત્ન છે, એટલે ઉભયનુ સાધ્ય એક છે. પણુ ચોરનાં સાધન, છલ, બલ, નૈર્ઘૃણ્ય આદિ છે. તેના ફલમાં તેને, પકડાયે, કારાગૃહ સેવવું પડેછે, ન પકડાયે, ચિંતા વ્હોરવી પડેછે. શાહનાં સાધન, સત્ય, ન્યાય, દયા આદિ છે, તેને ફલમાં પ્રતિષ્ઠા મળે છે. તેમ આપણે સ્વધર્મ કરી આત્મહિત કરીએ છીએ અને ચોર અધર્મ કરી આત્મહિત કરવા યતે છે.

**કરણદાન**—તે સ્વધર્મ, પરછિદ્ર જોવામાં આવી ગયો? પારકાં છિદ્ર જોવાં એજ પાપ છે.

**મેધાવી**—(હસીને) ખરૂં, પણુ અધર્મનો ઉચ્છેદ કરવા તેનાં છિદ્ર જોવાં પડે છે. અને તેમ કરવામાં પાપ ગણાતું હોય તો પુરાવ ખોળી ખૂનીને ફાંસીની શીક્ષા કરાવનાર અને કરનાર રાજ્યસેવક અને ન્યાયાધીશ પણ ખૂની કેહેવાય. કારણુ મનુષ્યવધ તો તે પણ કરે છે. પણુ તે સ્વધર્માચરણુ કરે છે, માટે એક માન્ય છે ને અવર પૂજ્ય છે. તેમજ ચોર શીક્ષાપાત્ર છે, અને આપણે ચારલોક વિશ્વાસપાત્ર છીએ. પણુ ચાલો આગળ જઇને કંઈ જોવાનુ બાકી હોય તે જોઇએ.

**કરણદાન**—(આગળ ચાલતો ચાલતો) શું જોવુ છે? જ્યાં જોઇએ ત્યાં કૃતાન્ત જેવા દુષ્મન સામા ને સામા જણાય છે.

(વસંતતિલકા વૃત્ત.)

લાક્ષાગૃહે અનલ ચોદિશથી તપાવે,
દિક્‌પાળ કે મદ ભર્યા પૃથિવી હલાવે,
જાણે ચ્હડયું અમર સન્મુખ દૈત્ય-કુલ,
જ્યાં જોઉં ત્યાં અરિ પ્રચંડ અનંત-મૂલ.

(અમરસત્રને આવતો જોઇ)

અરે, પેલુ દૂરથી કોણુ આવે છે? હાં હાં, એ તો મહારાજા અમરસત્ર પેલા વિદ્યાધર સાથે વાર્તા કરતા આવે છે. ચાલો, આપણે બાજુ ઉપર રહી સાંભળીએ.

**મેધાવી**—શા સારૂ? આપણે એમના ઉપર ચાર નથી. ચાલો, આપણે સામા જઈ પ્રણામ કરી સર્વ વૃત્તાન્ત નિવેદન કરીએ. (સામા જઈ અમરસત્રને મળેછે.)

**બન્નેચાર**—(ધીમે રહી) જય જય મહારાજ.

**અમરસત્ર**—કેમ મેધાવી, જોયું? શું લાગે છે?

**મેધાવી**—શું કહું ?

**અમરસત્ર**—જે લાગતું હોય તે. (મેધાવી વિચારમાં પડે છે.)

**વિદ્યાધર**—લાગેછે હોળી ને મેધાવીએ આંખો ચોળી. શું પુછો છો એમને તે, મહારાજ ?

**કરણદાન**—વિદ્યાધર, આ મામલો ગંભીર છે. ઉપહાસનો સમય નથી.

**અમરસત્ર**—કેમ વારૂ, એવું શું છે ?

**વિદ્યાધર**—શું છે તે મેધાવીએ મેધા બોળી, સાથે બ્હીકણજીની ટોળી, એટલે વાત કરે છે મોળી.

**અમરસત્ર**—વિદ્યાધર, વાત સાંભળવા દે. કહો, કરણદાન, યથાર્થ વૃત્તાન્ત.

**કરણદાન**—મહારાજ, કામ વિકટ છે, દુષ્મન જાગતો છે, જય અસાધ્ય છે.

**અમરસત્ર**—(ભ્રકુટિ ચ્હડાવીને) શૂરવીરને શું અસાધ્ય ?

**વિદ્યાધર**—ઘણુંએ.

**અમરસત્ર**—એક તો કેહે.

**વિદ્યાધર**—એકનાં ચાર, સાંભળો.

(સોરઠો.)

પરધન ને પરદાર, પરસહાય ને પરસ્તુતિ,
અસાધ્ય એ છે ચાર, શૂર મનસ્વી વીરને.

**અમરસત્ર**—(હસીને) વારૂ, ત્યારે સાધ્ય શું તે કેહે.

**વિદ્યાધર**—તે પણ સાંભળો.

(સોરઠો.)

પરયશ ને પરદેશ, પરપીડા ને પરગુણો,
સાધ્ય ચાર એ બેશ, શૂર મનસ્વી વીરને.

**અમરસત્ર**—ઠીક. પણ કહો મેધાવી, દુષ્મનનુ બળ કેવું છે ?

**મેધાવી**—સાંભળો, કૃપાનાથ.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

જંભારી મુખ લોકમાત્ર ગળવા પાતાળ અત્રે જુવો,
પેલો માર્ગ રૂડો જણાય પણ તે છે કાળ કેરો કુવો,
ત્રીજી પાસ અનેક રૂદ્ર સરખા યોધો ઉભા ઉદ્યમી,
સર્પાકાર જણાય વ્યૂહરચના ચોથી દિશા કારમી.

**અમરસત્ર**—વાહ, વર્ણન તો ઠીક કર્યું. પછી.

**મેધાવી**—પછી તો શું? પણ સાંભળો.

(માલિની વૃત્ત.)

બળ કળ છળ પૂરાં ક્રૂર આ શૂર ધારે,
કલહ, મન હરીને, આપણામાં વધારે,
સમર સદન જાણે, મૃત્યુને મિત્ર માને,
કરી અસિશરભિત્તિ ભીતિ ત્યાં હોય શાને?

**અમરસત્ર**—પછી પછી.

**મેધાવી**—પછી,

(ગીતિ.)

અગણિત શૂરા જનનું, એક ચિત્ત છે રણાઙ્ગણે રમવા,
શત્રુતેજ હરવાને, ચરિત્ર કરી, ના ધરે મરણ-પરવા;
શુંભનિશુંભ સમા છે, સજ્જ મારવા હૃદય વિશે ભાલા,
જયલક્ષ્મી વરવાને, પીધા તાજા શૌર્ય-મદ્ય-પ્યાલા.

બીજી તરફથી આપણા સૈન્યમાં,

(વસંતતિલકા વૃત્ત.)

શાણા દરેક જન ભિન્ન વિચારવાળા,
આજ્ઞાપરાયણ નથી, સુખિયા સુંવાળા;
ઇર્ષ્યા, અહંમમ, તમોગુણ વિસ્તરે છે,
જાણે મહાપ્રલયમાં પગલાં ભરે છે.

વળી— છે છિન્નભિન્ન અબળા નૃપ-સૈન્યશક્તિ,
સ્વપ્ને જણાય નહિ ઉત્તમ ભૂપ-ભક્તિ;
ચિંતા નથી અયશની પણ પ્રાણકેરી,
સ્વાર્થે ભયે સુભટની સ્થિર-બુદ્ધિ ઘેરી.

**કરણદાન**—મહારાજ, આપ પ્રતાપી છો, શૂરા છો, શાણા છો, પણ આપ એકલા શું કરી શકશો? જગતમાત્રને પ્રભા આપનાર ભગવાન્ સૂર્યનારાયણને કેહેવું નથી પડતું કે તમસ ક્યાં છે? વિચક્ષણ છો એટલે આપ સર્વ સમજો છો. જનેતાના ધામમાં પીડા કરવાની મંગળની શક્તિ બલવતી માનીનેજ યોગીરાજ મહેશ્વરે ભૂમિ તજી જળમાં ડુબકી મારી હતી. વળી મુચકુંદના કોપથી કાલયવનને ભસ્મસાત્ કર્યો ખરો, પણ તેજ કાલયવનથી પરમાત્મા શ્રીકૃષ્ણે એક સમયે પલાયન કર્યું હતું. આ સ્થળ સમય તેવા જણાય છે.

**વિદ્યાધર**—વાત તો ખરી, પણ અમરસત્ર નામ ધરાવી હવે પાછા પડાય? એ તો આ પાર કે પેલેપાર. કરવાં કેસરિયાં.

**કરણદાન**—વિદ્યાધર, જરા વિચારીને બોલો. આ વખત મ્હડાવવાનો નથી. મહારાજા ગજસિંહના કુલદીપકના નામની અમરતાનો આધાર આ યુદ્ધ ઉપર છે.

**વિદ્યાધર**—ત્યારે તો તે અવશ્ય કરવું જોઈએ.

**કરણદાન**—ભાઈ, આ દુષ્મનની સેના જોઈ?

**વિદ્યાધર**—હા જોઈ.

**કરણદાન**—ત્યારે નથી જણાતું કે દરએક યોધ ભૂખ્યા સિંહ જેવો છે?

**વિદ્યાધર**—જણાય છે, પણ કંઈક ફેર છે.

**કરણદાન**—શો?

**વિદ્યાધર**—

( ગીતિ. )

અરિસેનાના સિંહો, મૃત્યુપ્રાય, પણ અમરસિંહ એક;
ચાર ચક્ષુથી જોયું, ખોયો તેથી બલાબલ વિવેક.
બાકી મ્હારી બે આંખે તો,

( ગીતિ. )

કુરુકુળ મરતું જોયું, કૃષ્ણ—આસ્યમાં કિરીટિએ જેમ,
અમરસત્રની અસિમાં, અરિકુળ દેખું મરી ગયું તેમ.

**કરણદાન**—( જરા ચ્હીડાઈને ) મહારાજ, આ વિદ્યાધરને યુદ્ધ કરવું નથી. મ્હોંની બડાઇથી દુષ્મન નથી જીતાતો. વળી જેણે સ્વપ્નમાં યુદ્ધ જોયું ન હોય, તેની ઉષ્કેરણીથી મહારાજે ઉતાવળ કરવા જેવો આ પ્રસંગ નથી. નીશાની નિદ્રામાં પરાધીન પડેલી આપણી સેના અહીં શું કરનાર છે?

**વિદ્યાધર**—મ્હારે યુદ્ધ કરવું નથી, ને આપને તો કરવું હશે? પારકાં છિદ્ર જોનાર તમે યુદ્ધની વાત શું સમજો? અમારા બાપદાદાએ તો યુદ્ધ કરવાનાં શાસ્ત્ર કર્યાં છે, અને શાસ્ત્ર વિના શસ્ત્ર નકામાં છે. વળી તમારી પેઠે અમે પુઠ જોનાર નથી, સામે મ્હોંએ જોઇએ છીએ.

**કરણદાન**—મહારાજ, આપ જે કરશો તે વિચારીનેજ કરશો,

છતાં પણ પુનઃ પુનઃ કેહેવું પડે છે કે આપ એકલા છો, સામાવાળા બહુ છે.

**વિદ્યાધર**—હંમ્, શું બોલે છે-આ લોક? મધ્યરાત્રે મૂષિકની પેઠે ફરનારને ધૈર્ય કે શૌર્ય ક્યાંથી હોય? એ શું જાણે કે?–

( રોલા વૃત્ત. )

તમસ તમસ ચહુપાસ ભયંકર વ્યાપી ર્‌હેછે,
નિશચર સેનાસાથ વ્યોમની મધ્ય ફરે છે,
"ઘમ ઘમ" ઘુંઘરમાળ નિશાના રથની બોલે,'
સૂર્યરાય પણ એક, હણે સહુ ઝોળે ઝોળે.

**મેધાવી**—કૃપાનાથ, અમે આપને વૃત્તાન્ત નિવેદન કર્યું. હવે કંઈ આજ્ઞા?

**અમરસત્ર**—પૂર્ણ રાજ્યભક્તિથી તમે શ્રમ ઘણો લીધો, વૃત્તાન્ત પણ ઠીક જાણ્યું અને જણાવ્યું. હવે ધર્મપાળને જઈ કહો કે બીજી સેનાને જણાવવાની જરૂર નથી; પણ તેણે પોતાના તાબાના વ્યૂહ સાથે સત્વર પેલી ડુંગરીની પાછળ આવવું. પ્રભાત અને યુદ્ધનો સમય હવે પાસે આવ્યો છે.

**બે ચાર**—( કંઈ આશ્ચર્ય બતાવી ) જેવી આજ્ઞા. ( જાય છે. )

**વિદ્યાધર**—મહારાજ, આ ભયથી છળી ગયેલા ચારનો પીત્તો ઉછાળવા મ્હેં બડી બડી વાતો તો કરી, પણ ખરૂ પુછો તો આ સાક્ષાત્ યમ જેવા યોધા જોઈ આપણાં ગાત્ર તો ઢીલાં થઈ ગયાં છે.

**અમરસત્ર**—ચિંતાનો અવકાશ નથી.

**વિદ્યાધર**—( મનમાં ) ભાઇને હજી ચિંતા નથી, તેમ તેમના નિત્યના સ્વભાવ પ્રમાણે આ વખત બહુ બોલતા પણ નથી. લાવને પુછી જોઉં. ( તાણીને ) એ મ્હોંડે બોલો તેથી ધૈર્ય ર્‌હે? ફ્હોને શું કરશો?

**અમરસત્ર**—ત્હારે તે જાણવાનુ શું કામ છે? થાય ત્યારે જોજે.

**વિદ્યાધર**—મ્હારે કામ નહિ ત્યારે કો'ને? હું તો આપનુ અંગ છું. અંગ ન જાણે એમ અંગી કામ કરી શકે છે?

**અમરસત્ર**—એમાં શો સંદેહ? અંગીના જાણ્યા વિના અંગ કામ નથી કરી શકતું, પણ અંગના જાણ્યા વિના અંગી તો કરી શકે છે.

**વિદ્યાધર**—( ચકિત થઇને મનમાં ) મ્હારા વ્હાલાને થોડા વ-

ખતમાં ભાર માથે પડતાંજ યથાર્થ ભાન થયું છે. ( તાણીને ) વયસ્ય, કેવી રીતે ?

**અમરસત્ર**—જોને, આ સંકુલ સામ્રાજ્યના અધિપતિ અંગી કેહેવાય. આપણે સર્વ તેમનાં અંગ છીએ. તેઓ ન જાણે એવું અત્યાર સુધી કોઈ કશું કરી શક્યું છે ? અને આપણે કોઈ ન જાણીએ એમ તો તેઓ નિરંતર કરેછે.

**વિદ્યાધર**—ત્યારે શું દેવી માયાવતીનાં ચરિત્ર તેઓ જાણેછે ?

**અમરસત્ર**—જાણેજ છે.

**વિદ્યાધર**—( મનમાં ) એના જ્ઞાનનો તાગ કહાડું. ( તાણીને ) જાણીને એવાં ચરિત્ર કરવા દે તે રાજા કાં તો અધર્મી કે કાં તો અસમર્થ.

**અમરસત્ર**—મહારાજાધિરાજ સિદ્ધરાજ અસમર્થ પણ નથી ને અધર્મી પણ નથી.

**વિદ્યાધર**—ત્યારે આમ જૂઠા, વ્યભિચારી, ક્રોધી, અદેખા અને ચંચળવૃત્તિના મનુષ્યોનો વિજય બહુ વાર કેમ થાયછે ?

**અમરસત્ર**—સાંભળ, પ્રથમ તો મહારાજ દયાળુ છે, તે ગમે તેવાં તોએ પોતાનાં બનાવેલાં સત્ત્વો ઉપર પ્રહાર નથી કરતા. વળી મહજ્જન નિમિત્ત નથી થતા. પાપીનાં કર્મ જ તેમની પીડાનાં નિમિત્ત થાય છે, તેમ એવાનો દેખાતો ઉદય છે તે ઉદય નથી પણ અસ્ત તરફ પ્રયાણ છે.

**વિદ્યાધર**—એ ખરૂં. પણ અધમ જનથી ઉત્તમ જનને પીડા થતી નજરે જોઈને કંઈ પણ ન કરે અને સાંખી રેહે તે રાજા કેમ કેહેવાય ?

**અમરસત્ર**—ઉત્તમ જનને દુઃખ નથી, માત્ર દુઃખનો આભાસ છે. રાહુથી સૂર્ય ચંદ્ર ગ્રહાતા નથી, માત્ર જગતની લઘુ દૃષ્ટિનેજ તેમ લાગે છે. છતાં પણ કોઈ વેળા ઉત્તમ જન અધમની સત્તાની છાયાતળે દબાય તે, વર્ષા ઋતુમાં મેઘઘટાથી ઢંકાયેલો ચંદ્ર શરદ ઋતુમાં બમણી પ્રભાથી શોભે છે, તેમ શોભવાનેજ માટે.

**વિદ્યાધર**—પણ રાજા થઈ દંડ દેતાં વિલંબ કેમ કરી શકે ?

**અમરસત્ર**—વિલંબ તો આપણા જેવા અધીરની દૃષ્ટિએ. અનાદિ અનંતકાળમાં આખું જીવિત એ પણ ક્ષણમાત્ર છે, તો પછી દિવસ, માસ કે વર્ષ વિલંબમાં કેમ ગણાય ?

વિદ્યાધર—એ આપ ગમે તે કહો, પણ આપણે તો સમજીયે છીએ કે આ જગત્માં સ્ત્રીનુ રાજ્ય છે. એ મોહમાયાશક્તિ આગળ પુરૂષનુ કંઈ ચાલતુ નથી, માટે જ મહારાજા સિદ્ધરાજ હાથ પગ જોડી બેસી રહેલા.

અમરસત્ર—મહારાજાધિરાજને એ દોષ સંભવે નહિ: બાકી કેટલેએક અંશે તું કેહે છે એમ પણ છે. આ જગત્માં સ્ત્રીનુ પ્રાબલ્ય વધતું જાય છે. પુરૂષનો અધિકાર લેવા સ્ત્રીનો નિરંતર પ્રયાસ છે; તેમાં નિર્બળ રાજા હોય ત્યાં ચતુર રાણી ધાર્યું કામ પાર ઉતારે છે.

વિદ્યાધર—અરે, શું કહો છો? રાણીઓ તો એવી હોય છે કે ધારે તેને મારે ને ધારે તેને જીવાડે. રાજાને હથેલીમાં રમાડે એવા પણ દાખલા જાણ્યા છે.

અમરસત્ર—જ્યાં વિષયનુ પ્રાધાન્ય હોય કે બુદ્ધિનુ અસ્થૈર્ય હોય ત્યાં એમ બને છે, પણ અંતે એમાં ખરાબી સ્ત્રીઓનીજ થાય છે.

વિદ્યાધર—કેવી રીતે?

અમરસત્ર—પતિને યુક્તિ પ્રપંચથી કબજે રાખનારી દુષ્ટ સ્ત્રીનો સુજ્ઞમંડળમાં તિરસ્કાર થાય છે. ક્ષુધા, તૃષા, શાન્તિ અને કાન્તિ એ સર્વ તેનો ત્યાગ કરે છે; અને પરિણામે પાયા વિનાનુ ચણતર તુટી પડે છે, તેમાં તે અને તેના સાગ્રીત દબાઈ મરે છે.

વિદ્યાધર—ત્યારે આ પ્રસંગે તેમ થશે?

અમરસત્ર—હા.

વિદ્યાધર—ન થયું અને રાણીના પક્ષનો જય થયો તો?

અમરસત્ર—એમ બનેજ નહિ. અથવા તે તો અહુણાથીજ હારેલી છે. જો, તેને પોતાનો દાબ બેસાડવાના એક મિથ્યાભિમાનથી નિરંતર વેશ ભજવવા પડે છે. નથી એને રાત્રે નિદ્રા કે નથી એને દિવસે જંપ. પતિને છેતરવા હૃદયમાં વિષ છતાં મ્હોંડે મીઠાશ વાપરવી પડે છે; અને કુચેષ્ટિત ઉઘાડુ પડવાનો ભય તો સૂત્રે બાંધેલા કૃપાણ-વત્ માથા ઉપર લટકી રહ્યો છે. છતાં પણ કાર્યસિદ્ધિ તો થઈ નહિ. કંકાસિણી અને ભુંડીમાં ખપી. સુજન એની છાયા પણ નથી લેતા, કુજનને અધીન થવુ પડ્યું, અને પરિણામે પતિ ત્યાગ કરશે ત્યારે છતે પતિએ વૈધવ્ય;-આથી બીજી શી હાર? સ્વેચ્છા દબાવવી પડી, પરેચ્છા સંતોખવી પડી, નીચ સંગ કરવો પડ્યો. ખરે, પતિ ઉપર રાજ્ય ચલા-વવા પ્રયત્ન કરનારી કુટિલા સ્ત્રીઓ સૌભાગ્યવતી નથી, પણ દુર્ભાગ્ય-

વતીજ છે. આમ એના થઇને એને છેતરનાર આ પાપી મંડળને પોતાના પતિ કરતાં પણ એણે વ્હાલું કર્યું, તેમાં તે ફિટ્કાર શિવાય બીજું શું કમાઈ? એકને વશ કરવા જતાં કેટલા પાપીને વશ થવું પડયું ? આના કરતાં સરલા રહી પતિની આજ્ઞા માનતી હત તો એને કેટલું સુખ મળત ? સર્વથા મિથ્યાભિમાનથી રાજ્યને પણ પાયમાલ કરનારી આવી સ્ત્રીઓ સર્પિણીવત્ વર્જ્ય છે.

**વિદ્યાધર**—આ બધું ક્યાંથી શિખ્યા ?

**અમરસત્ર**—પ્રધાન શ્રી સત્ત્વવર્માના ઉપદેશથી, પ્રિયમિત્ર ધર્મપાળના સંગથી અને વધારે તો મહારાજાધિરાજ સિદ્ધરાજની કૃપાથી.

**વિદ્યાધર**—મહારાજની આપના ઉપર આટલી કૃપાનુ કારણ ?

**અમરસત્ર**—તે તો તે જાણે. મહાનુભાવના વિચાર કોણ જાણી શકે છે ? પણ મને તો એક કારણ એ જણાય છે કે મદન ઉપર ધર્મયુદ્ધથી મ્હેં જય મેળવ્યો.

**વિદ્યાધર**—પણ મદન તો તેમનો સાળો થાય. રાજાને સગાનો સ્નેહ પણ નહિ?

**અમરસત્ર**—મૂર્ખ, રાજાને તો આખી પ્રજા સગી છે. સર્વ ઉપર સમાન દૃષ્ટિ એજ રાજાનો પ્રથમ ધર્મ.

( એટલામાં ધર્મપાળ પ્રવેશ કરે છે. )

**ધર્મપાળ**—( અમરને જોઈ ) અહો, કેવો પ્રતાપી નર !

(વસંતતિલકા વૃત્ત.)

ચાતુર્ય બુદ્ધિ બળ ને કળ અપ્રમેય,
જાણે ઉભો જય કરી ભટ કાર્તિકેય,
ઉભો હરી પરશુરામનુ તેજ રામ,
કે કૃષ્ણ ષડ્રિપુ હણી થઈ પૂર્ણકામ.

સર્વથા આના પ્રતાપમાંજ અરિનો સંહાર છે. (પાસે જઈને) જય જય મહારાજ, શી આજ્ઞા છે ?

**અમરસત્ર**—વયસ્ય, હવે શી આજ્ઞા ? યુદ્ધ શરૂ કરવું.

**ધર્મપાળ**—જેમ આજ્ઞા. આ સૈન્ય તત્પર છે, પરંતુ અવર સેનામાં કંઈ તૈયારી નથી, કાં કે,

(રોળા વૃત્ત.)

કામ અને આરામ અલસ ઈર્ષ્યા અભિમાને,
શૌર્ય સમજ બે જતાં મૃત્યુને ભુંડું માને,

એક પંથના પંઢ હસી ફ્હાડે મરદોને,
નાશભાગની યુક્તિ પ્રિયા છે કિંપુરૂષોને.

એટલે એ તરફથી આશ્રયની આશા અસ્થાને છે.

**અમરસત્ર**—એ પણ સહાય થશે.

**વિદ્યાધર**—(હસતો) એમ કે? કેવી રીતે?

**અમરસત્ર**—તે તેમની રીતે.

**વિદ્યાધર**—જરા સમજાવોને.

**અમરસત્ર**—મિત્ર, તને વિશ્વાસ નથી. જો, સાંભળ, હવે મંત્ર ગુપ્ત રાખવાનુ પ્રયોજન નથી. વિજયને માટે જે જે સાધનો જોઈએ તે આપણામાં નથી અને શત્રુમાં છે. તો તેમનુ છિદ્ર જોવુ જોઈએ; તે પણ માત્ર એકજ છે; અને તે એ કે પોતાના બળથી, પોતાના સંપથી, અને આપણી સેનાની ફૂટથી વિજય હાથમાં માની આ અરિ-સૈન્ય મદમત્ત થઈ આપણી પરવા રાખતું નથી. તે છિદ્રનો આપણે લાભ લેવાનો છે; એવી રીતે કે આપણે આજ્ઞા કરીશું કે તુરતજ, હારવાને માટે, આપણુ ફૂટેલું સૈન્ય યુદ્ધ શરૂ કરશે અને હારશે અને નાસશે. તુરતજ તે નાસતી સેનામાંથી મહારાજાધિરાજના આપ્તમંડળને સંહારવા કે બદ્ધ કરવા આ અરિસેના ધસશે. વિજયના અત્યાનંદમાં બીજો વિચાર ન રેહેતાં સહુ કોઈને એમ ઇચ્છા થાય કે અરિવર્ગ-માંના કોઈને પકડી મ્હારે યશમાં ભાગ લેવો; તે પ્રમાણે વિષયસિંહનુ સર્વ બળ આપણી સેના પાછળ ગયું એટલે આપણે તેમના ઉપર ચ્હડી જવું. આ સ્થળે આપણને ફસવવાને તેમણે માર્ગ ખુલ્લો રાખ્યો છે. હવે એમણે સ્થળનો લાભ લેવા ધાર્યો, તો આપણે સમયનો લાભ લેઈ પ્રતિકૂળ સ્થળને અનુકૂળ કરવું. આપણે શત્રુનો સંહાર કરવામાં લાભ નથી. આપણે તો તેનો પરાજય કરવો છે; માટે દૃષ્ટિ તેના જયધ્વજ ઉપર રાખવી, બાહુ તેના સેનાપતિ ઉપર રાખવા. ઉભય કબજે થયા એટલે આ નિર્માલ્ય સત્ત્વોનુ સૈન્ય નાશભાગ કરશે. બીજી તરફથી આપણું સૈન્ય પલાયનપ્રાય છે અને અરિને મળેલું છે, એટલે તેમને કંઈ બહુ હાનિ થવાની નથી.

**વિદ્યાધર**—(આશ્ચર્ય પામતો) વાહ, શી યુક્તિ! શું ચાતુર્ય! શી દીર્ઘદૃષ્ટિ! અને શી દયા! મહારાજ હું તો જાણુતો હતો કે એવાને એવા ઉચ્છૃંખલ છો, પણ આ તો વૃહસ્પતિનુ ડહાપણ આવ્યું દેખું!

**અમરસત્ર**—બહુ સારૂં. હવે તું જા, મહારાજા સંધિરાજ આ-

પણ છે, તેમને જઈને કેહે કે યુદ્ધ શરૂ કરે અને પલાયન કરતા સૈન્ય સાથે પલાયન કરે. સર્વના પેટમાં પેશી જઈ જેના જેવા થવાની તેમની શક્તિ વિલક્ષણ છે. સંસાર ત્યાગ કરતા પરમહંસથીએ ન તજાય, એવું માન પણ પરોપકારાર્થે તેમણે દૂર કર્યું છે, એટલે તેઓ તે સ્થળે યોગ્યજ છે.

**વિદ્યાધર**—જેમ આજ્ઞા. પણ પછી મ્હારે શું કરવું?

**અમરસત્ર**—ઘેર જઇને વધામણી કેહેવી.

**વિદ્યાધર**—કો'ને?

**અમરસત્ર**—સુભદ્રા બ્હેનને.

**વિદ્યાધર**—શી?

**અમરસત્ર**—કે પ્રથમ વિશુદ્ધિનુ રક્ષણ ધર્મપાળના શસ્ત્રે કયુ હતું, હવે વિષયમંડળનો પરાજય ધર્મપાળના બાહુએ કર્યો છે, માટે આ દીન ભ્રમિત પ્રજાની મુક્તિનો યશ ધર્મને છે.

**ધર્મપાળ**—(સલજ્જ થઇને) ને આપને તો કંઈ નહિ કે?

**અમરસત્ર**—કેમ કંઈ નહિ? સુકૃતિ કર્યાનો આનંદ.

**વિદ્યાધર**—હું તો સંદેશો કહીશ ને વધામણાં લેઇશ, પણ કોઈ માનનાર નથી કે આ ધર્મમાં ભરમાયલા ચોખ્ખાચટ્ટ ભાઇએ યુદ્ધમાં જય કર્યો.

**અમરસત્ર**—સત્ય વાત સહુ માનશે; માટે જા. હવે અમે પણ સૈન્યને બીરદાવીએ.

**વિદ્યાધર**—જેમ આજ્ઞા. (જતો જતો) અહો!

(શિખરિણી વૃત્ત.)

કશી દેહે શક્તિ અતુલ બલ સાક્ષાત્ દર્યું કને,
વશી હૈયે યુક્તિ યદુપતિતણી કિંકર બને;
ગિરામાં શી સૂક્તિ સુભટ જનને વીર્ય વધવા,
ક્ષણે દેશે મુક્તિ અરિ-કટકને જેમ ભવવા.

ત્યારે હવે મ્હારે મહારાજા અમરસત્ર માટે ચિંતા શાને કરવી? જુવોને.

(રોળા વૃત્ત).

એક હાથમાં વિજય, અવરમાં કીર્ત્તિ વિરાજે,
આંખ વિશે સંહાર, અભય હૈયામાં છાજે,

નીતિ મગજમાં રમે, દયા મનને જઈ બાઝે,
મૃત્યુ નાસે યદા, અમરની જિહ્વા ગાજે.

માટે હું તો હવે મ્હારૂં કર્ત્તવ્ય કરૂં. (દોડતો જાય છે.)

**અમરસત્ર**—વયસ્ય, બીજે પ્રસંગે તને યશ આપવાની મ્હારી પ્રતિજ્ઞા સ્મરે છે?

**ધર્મપાળ**—વયસ્યનો કયો શબ્દ વિસ્મૃત થયો છે?

**અમરસત્ર**—ત્યારે આજનો યશ ત્હારો છે, માટે વિપયસિંહને તુંજ પકડજે.

**ધર્મપાળ**—જેવી આજ્ઞા. પણ કૃપાનાથ,

(સોરઠો)

સૂર્યતેજથી જેમ વ્યોમે ચંદ્ર સુહાય છે,
અમરસત્રથી તેમ ઝળકે ધર્મ ધરાવિશે.

**અમરસત્ર**—(સૈન્ય જોતો) અસ્તુ, પણ આ આપણા ખાસ લશ્કરમાં કોઈ સંગદોષથી પતિત કે દગાખોર કે નામર્દ છે?

**ધર્મપાળ**—એમ હોય?

**બંદીજન**—(સામો આવીને) મહારાજ,

(શિખરિણી વૃત્ત.)

પડે પંકે કિંવા ઉરગશિરસે તોપણ મણિ,
બનાવે તેજસ્વી નિજકર-પ્રતાપે દિનમણિ,
મનસ્વી આ સિંહો અવશ સબળા, મિષ્ટ નજરે,
કર્યાં છે તેજસ્વી નિજસમ મહારાજ અમરે.

અથવા— (વસંતતિલકા વૃત્ત.)

ચિંતામણિ નિકટ લોહ સુવર્ણ થાય,
મંદાર-સ્પર્શ કરીં વાત સુગંધ વાય,
ત્હારા સમાન સહુ સદ્ગુણ-કલ્પવૃક્ષ,
સેવી સદા કયમ બને નહિ સૈન્ય દક્ષ.

**અમરસત્ર**—(બરાબર તપાસી મૂછ ઉપર હાથ દેઈ સૈન્ય અને સામંત સામે જોઈ) મ્હારા શાણા સામંતો અને સૈનિકો—(અરિસેના સામે હાથ કરી) આ સામે તો—

(ભુજંગી.)

હઠીલા, દગાખોર, જુઠ્ઠા, હરામી,
નમે ને દમે ને છળે વ્હાય વામી,

વદે મિષ્ટ દે રિષ્ટ મિથ્યા દમામી,
અધર્મી તણી ઝેરિલી ફોજ જામી.

માટે વિજય મેળવવા ધર્મની આજ્ઞા પાળજો. અંતે ધર્મનોજ જય છે.

**સામંતો**—જેમ આજ્ઞા. હવે અમે તૈયાર છીએ (ધર્મપાળને) મહારાજ, હવે અમને કર્ત્તવ્ય બતાવો.

**ધર્મપાળ**—શૂરા સૈનિકો, આજે,

(ભુજંગી.)

અધીરા સુધી અધ્વ મધ્યે ધસારો,
કરી, યુદ્ધનો ધારવો ના ઉધારો;
ધણીની ધ્વજા ધર્મની ધીંગી ધારો,
ધરાને ધમીને ધપી ધાપ મારો.
શકે પાછી પાની કરો જાય પાણી,
સ્મરો ધ્યાનમાં યોધ, સારંગપાણી;
કરી શત્રુને સ્હેજમાં ધૂળધાણી,
કુધીનાં કલા સત્ત્વ લ્યો યાર તાણી.
નથી રાગ કે દ્વેષનું લેશ કામ,
કરો ખ્વાર ચાંડાલ પાપી હરામ,
બની મર્દ નામર્દનો દર્પ પાડી,
હરાવો હરાવો હરાવો અનાડી.

(એટલામાં નેપથ્યમાં ધડધડાટ થાય છે અને "નાસો નાસો," "મારો મારો" ના પોકાર થાય છે. સર્વ સૈનિકો સાંભળી આશ્ચર્ય પામે છે, અને શું છે તે જાણવા એક બીજા સામું જુવે છે.)

**ધર્મપાળ**—

જુવો બાયલા બાયડી તુલ્ય નાઠા,
થવાના દગાખોરના હાલ માઠા;
બની યાર તૈયાર આ વાર ચાલો,
મહાજંગમાં, રંગમાં તેમ, મ્હાલો.

(નેપથ્યમાં ફરી ધડધડાટ થાય છે, "પકડો પકડો" ના નાદ થાય છે.)

**સામંતો**—(તરવારો ઉઘાડી)

હવે આપ આજ્ઞા કરો ધીરવીર
ખરી ચેળ વ્યાપી વ્હડ્યું શૌર્યનીર,
અરિને તૃષા ને ક્ષુધા ખૂબ લાગી,
હવે લાજ મુકી કરે નૃત્ય નાગી.

(એટલામાં દુષ્મનની ફોજમાં વિજયનાં વાદિત્ર વાગે છે, અને "જયજય" ના પોકાર થાયછે.

**ધર્મપાળ**—(આંખમાં હહાગ્રહ દેખાડી)

વગાડે મૃષા જીતના મૂઢ ડંકા,
નથી ઓળખ્યા વીર આવા અટંકા;
શિરે દેવની ચાર આજ્ઞા વ્હડાવો,
ક્ષણે શત્રુને આ કૃપાણે વધાવો.

સર્વ કોઈ દોડવાને તૈયાર થઈ અમરસત્ર સામે જુવે છે. નેપથ્યમાં "અમરને પકડો" "ધર્મને પકડો" એવા અવાજ થાય છે તથા આનંદની હસાહસ થાય છે.)

**અમરસત્ર**—શૂરા સૈનિકો,

(સ્રગ્ધરા વૃત્ત.)

રોમેરોમે ભરીને અતુલ બલ મહા શોણિતે શૌર્ય ધારો,
રાખો સત્કીર્ત્તિસામી વિગતભય થઇ ધાપને છાપ મારો;
ખેંચો રૂડા કૃપાણે રુધિર જય અને શત્રુના ધન્યવાદ,
દુષ્ટોની પુંશ્ચલીનાં કચ વલય અને દર્પ બાષ્પામ્બુ લાડ.

(એમ કહી આજ્ઞા આપે છે કે ધર્મપાળસમેત સૈન્ય તુટી પડેછે. અને અમરસત્ર પણ સાથે જાય છે, પડદો પડે છે, અને નેપથ્યમાં આશ્ચર્ય અને ભયના શબ્દ થાય છે. થોડીવારે અમરસત્રનો વિજય બોલાય છે, અને નીચે પ્રમાણે ગવાય છે.)

(ગીતિ.)

વિષયન્હાર પકડાતાં, સેના નિર્જીવ ખ્વાર થઇ હારે,
અમર ધર્મ રણ વ્હડતાં, સિદ્ધરાજનો થયો વિજય ભારે.

**પાંચમો અંક સમાપ્ત.**

---

# અંક છઠ્ઠો.

## સ્થલ, અંતઃપ્રસ્થમાં અમરસત્રનો બગીચો.

( સુભદ્રા પ્રભાતે જલદીર્ઘિકા પાસે પ્રવેશ કરેછે. )

**સુભદ્રા**—અહો! વસંત વિકાસ પામવા લાગ્યો!

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

આમ્રશ્રેણિ સુવાસવાસિત ધરે પુત્રીસમી મંજરી,
શોભા શ્યામ અશોકમાલ ધરતી જાણે સગર્ભા પરી,
ગાએ છે ગરબે મણી-ફલકમાં આ પદ્મિણી પદ્મિણી,
ચાલે ભૃંગ કુરંગ ખંજન યથા પીધી ઘણી વારૂણી.
વળી, ચોરી ગંધતણી કરે, અહિસમો યોગી વિયોગી ડસે,
કાન્તા કાન્તતણા વિહારસમયે પ્રચ્છન્ન વેગે ધસે,
લજ્જા કામુકતુલ્ય ત્યાગ કરીને ભેટે ત્રિયા-અંગને,
રાજા હોય અનંગ ત્યાં અનિલ શો રંજાડતો રંકને.

( ઉચ્ચે આકાશ તરફ અસ્ત થતો અર્ધચંદ્ર તથા પાસે શુક્રનો તારો જોઈને ) અહો! આ વ્યોમગૃહમાં પણ અનંગરાજ આ સમયે કલહ અને કપટ કરાવે છે.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

બેઠી આ હઠ લેઈ ધૂસરમુખી વ્યોમે ત્રિયા ખંડિતા,
ધારી દૈન્ય કૃશાઙ્ગ નાથ વિનવે મુંકી ગિરામાં સિતા,
રાત્રી વલ્લભવલ્લભા પરરતા બીજે પ્રદેશે પળે,
ભેટે છે ભયહીન આ અરૂણ શો પૂર્વી દિશાને ગળે!

( દીર્ઘિકામાં જળકુંડાળાં જોઈને ) અરે, આ સમયે આ કુમારી દીર્ઘિકાને પણ વરમાટે વલખાં!

( વસંતતિલકા વૃત્ત. )

ઔષદ્ધિનાયક સુધાકર હાથ માગે,
અંભોજ-નાયક દિવાકર પાય લાગે,
આ દીર્ઘિકા વદન જોઈ સુરૂપવાળાં,
વાળે વિમૂઢ થઈ અંતરમાં કુંડાળાં.

મ્હારાએ હૃદયમાં કુંડાળાં ને ઉંડાળાં વળેછે, પણ કારણ બીજાું, અરે રે, પ્રાણજીવન ક્યારે આવશે? તે અત્યારે ક્યાં હશે? સુખી હશે

કે દુઃખી ? તેમની સેવા કોણ કરતું હશે ? તેમને પ્રસન્ન કોણ રાખતું હશે ? પુછું પણ કો'ને ? અરેરે, આ દુઃખ વેઠયું કેમ જશે ? વસંતનો યોગ અને પતિનો વિયોગ ! હવે શું કરૂં ?

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

આ શીળા વનમાં મહાદવ બળે જાણે મને શેકવા,
સર્વે વૈભવ શું હલાહલ ભરી લાગે મને ડંખવા,
હિંસાપ્રાય વસંત સંતસરખો દેખાઈ પીડા કરે,
મ્હેણાં કોકિલ દેઈ દેઈ અબળા બાળે ઉભી હાયરે.

લાવ ત્યારે આ શીતલ જળમાં સ્નાન કરી જરા ટા'ઢી પડું. અથવા તેથીએ ક્યાં ટા'ડાં પડવાનુ છે ?

(ગીતિ.)

વિરહે દગ્ધ જનોનાં, અંતર ટા'ડાં કદાચ નહિ થાય,
વિરહિત પ્રેમી જનની, વાની જળમાં ન શીતલા થાય.

અથવા બ્હેન દીર્ઘિકા.

(વસંતતિલકા વૃત્ત.)

વિશ્રાન્તિ, ખેદ શ્રમને બદલે ધરે છે,
તંદ્રા પ્રજાગર વધૂજનનાં હરે છે;
છે નર્મદા પતિતપાવન શુદ્ધ ભદ્રા,
શા પાપથી વિમુખ આમ કરી સુભદ્રા ?

પણ ત્હારોએ શો વાંક ? મદન જેવા કાલકૂટના ક્ષણવારના પણ સ્પર્શથી દૂષિતાને કોણ સંગ્રહે ? ત્યારે વાંક તો વિધાતાનો જેણે મને આ રૂપ આપ્યું. અરે મૂઢ વિધાતા,

(ઇંદ્રવિજય છંદ.)

શંકર તુલ્ય મહેશતણે શિર ચંદ્રતણો શિરપેચ ધટે છે,
પ્રેમતણી સરિતા ભૃકુભાન સુતાતણુ રૂપ અપૂર્વ ધટે છે;
સ્પર્શે મહાવિષ નાગતણો કરતાં ધવલા યમુના થઈ કાળી,
દૂષિત આ વનિતાપર એમ છતાં કયમ કંચન ર્‌હે હજુ હાળી ?

અથવા મ્હારે તે એવો ધર્મપારાયણ પતિ ધટે ?

(મનહર છંદ.)

જગપ્રતિપાલ વિષ્ણુતણી રાણી થવા લક્ષ્મી,
અમલ જલતણા કમલમાં મલપતી;

લયશાલિ રૂદ્રની પ્રિયા થવાને પારવતી,
ભૂત પ્રેત ભૈરવને ઘરમાં સંઘરતી;
રત્નાકરતણી વધૂ થવાને અલકનંદા,
શતમુખથી પુનિત પ્રેમ વરસાવતી;
ધર્મધુરંધર એક ધર્મપાળ-નારી થવા,
હું અભાગિણી સુગુણ એક ન વસાવતી.

અરે, આ સકલગુણના ભંડાર, સકલ સ્નેહના આગાર, મ્હારા પ્રાણનાથને મ્હારે માટેજ કષ્ટ! અથવા મ્હારે લીધેજ આ રાજ્યમાં કલહ અને મહાન્ યુદ્ધ! આ કલેશમાં કેટલા ખપી જશે? કેટલાં ઘર ભાગશે? અરેરે,

(સોરઠો.)

કુલનો કરવા નાશ, સકલ સદનને ફેડીને,
કરવા ધર્મ હતાશ, ઉપની પાંચાળી નરી.
(નેપથ્યમાં) કુડનો કરવા નાશ, વિકલ મદનને ફેડીને,
કરવા ધર્મપ્રકાશ, ઉપની પ્રેમાળી નરી.

**સુભદ્રા**—અરે, કોણ આ મ્હારી સ્તુતિ કરે છે? (આમ તેમ જોઇને) કંઈ દેખાતુ તો નથી. ત્યારે પડઘા તો નથી? એમજ, અહીં તે બીજુ કોણ આવે?

(હરિણી.)

મન ધૃતિ અને પ્રજ્ઞા શાન્તિ પલાયન આદરે,
રૂધિર બળ ને આયુઃકાન્તિ સદા વપુથી સરે,
હૃદય રસિલું પંખી ઉડી ઠરે પતિની કને,
પતિ-વિરહિતા ત્યક્તા સ્ત્રીને મળે પછી કો મને?

ત્યારે હવે હું શું કરૂં?

(વસંતતિલકા વૃત્ત.)

શું અસ્ત્ર લેઈ હૃદયે પ્રણયે વિંધાણુ,
કે શત્રુના રૂધિરથી કરૂં શસ્ત્ર કાળુ;
કે યોગિની થઈ સદૈવ મહેશ રાધુ,
કે ક્ષુદ્ર ભોજ્ય દઈ ભૈરવ ભૂત સાધુ?

ખરે, રમણ આમ ભ્રમણ કરે અને હું સાથે પણ ન હોઉં એ અનાર્યતાજ તો. સતીતો,

(વસંતતિલકા વૃત્ત.)

છાયા સમાન પતિને પડખે રહે છે,
કાયા સમાન પતિને બહુ સાચવે છે;
માયા સમાન પતિ પૂરૂષમાં રમે છે.
જાયા સતી પતિતણી રતિમાં રુમે છે.
વળી, વામા કરે જપ અને તપ નાથમાટે,
દોડે ધરી અરધ અંબર ઘોર વાટે,
યુદ્ધે ચ્હડે પતિતણા શબકાજ નારી,
તે વર્ગમાં ગણતરી નહિ, હાય, મ્હારી.

ત્યારે જન્મ ધરી મ્હેં શું કર્યું? કંઈ નહિ.

(દ્રુતવિલંબિત વૃત્ત.)

રમણસાથ રમી સુખ ના લહ્યું,
સ્તવન ઈશ્વરનુ પણ ના કર્યું,
નિયમ દાનથકી મન ના ઠર્યું,
અરર, જીવિત વંધ્ય બન્યું નર્યું.

(અકળાઈને આવેશમાં) ત્યારે શો ખપ આ દેહરૂપી ઉપાધિનો જેણે કંઈ સાર્થક તો નજ કર્યું પણ અનર્થ કર્યો? માટે બહેન દીર્ઘિકા,

(ગીતિ.)

પતિના સ્નેહે બળતી, પતિ સ્નેહાર્ણવ સમી તુજ મહત્તા;
તેમાં વપુને અરપું,
(એટલુ બોલી જળમાં ભુસ્કો મારવાનુ કરે છે કે નેપથ્યમાં)
"જો હત સ્ત્રીની શરીરપર સત્તા."

સુભદ્રા—(ચોંકીને) અરે, આ પાછુ કોણ બોલે છે? મ્હારા શરીરપર મ્હારી સત્તા નહિ એવું કોણ કેહે છે? કેમ નહિ વારૂ?

(ફરીને નેપથ્યમાં)—

(ગીતિ.)

"પતિને અર્પણ કીધું, તેપર સત્તા ધરે ન કુલનારી,
ત્રિવિધિ તાપમાં બળતાં, સતી, છતાં પતિ, ન જાય ક્ષણ હારી.

સુભદ્રા—અહો, આતો મનેજ સંબોધે છે. મ્હારી દુષ્કૃતિને જ અટકાવે છે. ત્યારે શું સ્ત્રી સર્વદા પરાધીન? એમજ તો.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

રામાએ નિજબાલ્યમાં જનકની આજ્ઞા સદા માનવી,
પ્રૌઢત્વે વરનીજ "હા ઉપર હા" આંખો મિંચી પાડવી,

વૃદ્ધામાં નિજપુત્રની પણ જરી ના આયના લોપવી.
આ શાં શાસ્ત્ર કરી, કરી પશુસમી, અર્ધાંગના, માનવી!
અરેરે, સ્ત્રીનુ કશુંએ નહિ? કોઇએ નહિ?

(ઇંદ્રવિજય છંદ.)

જે ધન પ્રાપ્ત થતું નિજ ભાગ્યતણા ઉદયે નહિ તે ધન તેનુ,
જે સુત જન્મ ધરે નિજપેટ કહ્યું ન કરે ક્ષણ તે સુત તેનુ,
જે વરના ઘરમાં નિજ નૂર જરૂર ભૂલે વર તે સુખ તેનુ,
નિશ્ચય નાર ગુલામસમી—

(નેપથ્યમાં)— "નહિ જો હત પ્રેમનુ બંધન તેનુ"

**સુભદ્રા**—અરે, કોણ મ્હારા બોલમાં પુનઃ પુનઃ વાંધા નાંખે છે? શબ્દ તો પરિચિત જણાય છે, પણ ઓળખ પડતી નથી, લાવ જોઉં. (ચારે પાસ પરિક્રમણ કરતી જુવે છે.) અરે, આતો કોઈ જણાતુ નથી. ત્યારે શું આ મ્હારી ભ્રમણા હશે? આવેશમાં બોલાતા શબ્દને કે કરાતા કૃત્યને અટકાવવા અંતઃકરણ બહુવાર અંતઃશબ્દ કહાડે છે, તેમ તો નહિ હોય? એમ પણ હોય. લાવની ત્યારે, ભગવાન્ સૂર્યનારાયણનુ સ્તવન કરી દેહશુદ્ધિથી ચિત્તશુદ્ધિ કરી લેઉં. (સૂર્ય સામી પ્રણામાંજલી કરી) ભગવાન્ સૂર્ય,

(પુષ્પિતાગ્રા વૃત્ત.)

દશશત કરથી વિકાસ પામે,
દશશત ચક્ષુ ત્રિલોકમધ્ય જામે,
ગહન ગગનમધ્ય નિત્ય મ્હાલે,
લઘુ ગુરૂ સત્ત્વ સમસ્ત કૃત્ય ભાળે;
પ્રણય અમલ પદ્મસાથ ધારે
તિમિર હરે કરવા પ્રફુલ્લ પ્યારે,
તદપિ વદન–પદ્મ આ વિલાય,
પતિ–વિરહે, રવિ, કેમ તે ખમાય?

અથવા—

(શિખરિણી વૃત્ત.)

રનાદેનુ જાણો નિજ વિરહથી દુઃખ સબળુ,
વિચારો બાળાનુ તન મન સદા હોય નબળુ,
મહા ધારો શક્તિ સકલ જન કલ્યાણ કરવા,
ઘટે છે શું દેવી પતિવિરહિતા નાર મરવા.

માટે હે જગતપિતા મારિચ,

(વસંતતિલકા વૃત્ત.)

ઘો ભાળ કાળકૃતિ આપ અથેતિ જાણો,
ભદ્રાનદી નિકટ ધર્મ—સમુદ્ર આણો,
કિંવા, અસૂપતિ, અસૂ હરજો કરારે,
ર્‌હેવું નથી પુનિત ધર્મવિના લગારે.

(એટલામાં સોળ શૃંગાર સજી દાસી પ્રવેશ કરે છે.)

**દાસી**—(વારણાં લેઈને) બાઈ સાહેબ, બારણે કોઈ વિદ્વાન ભટજી આવ્યો છે અને આપને મળવાનો આગ્રહ કરે છે.

**સુભદ્રા**—દાસી, મ્હારે ભટજીનુ શું કામ છે? ભોજન આપી દક્ષિણા આપી વદાય કર.

**દાસી**—ભોજન તો ક્યારનુએ આપ્યું. દક્ષિણા મ્હારે હાથે લેતો નથી. અને તમનેજ મળવાનુ કહે છે.

**સુભદ્રા**—સખિ, નથી જાણતી કે,

(ગીતિ.)

વિરહે વિહ્વલ સ્ત્રીએ, વ્હાલી કરવી ઘટે વિજનતાને,
રામવિરહમાં સીતા, ગણતી દશમુખ તથાપિ તૃણ—માને.

**દાસી**—એતો ખરૂ, પણ ત્યારે તેજ સીતા હનુમાન સાથે કેમ બોલી? કાળા મ્હોંના મર્કટ કરતાં દશ મ્હોંના રાજા ખોટા?

**સુભદ્રા**—દાસી, હજી તું સમજી નહિ. હનુમાન તો રામચંદ્રજીનો દૂત હતો, પતિનો સંદેશો લાવનારને કોણ ન મળે?

**દાસી**—પરપુરૂપ તો ખરોજ કે નહિ?

**સુભદ્રા**—ઘેલી, પણ તે તો ધર્મનો સંગી હતો, રાવણ તો અધર્મી હતો.

**દાસી**—ત્યારે આ ભટજી ધર્મનો સંગી નથી એમ કોણે કહ્યું? મિથ્યાપવાદ મુકવામાં દોષ છે.

**સુભદ્રા**—(સહજ અકળાઈને) કોણ મિથ્યાપવાદ મુકે છે?

**દાસી**—કોણ તે મ્હારાં બાઈસાહેબ. કોણ કેહે છે કે એ ભટજી ધર્મસંગી નથી?

**સુભદ્રા**—ભલે તે ધર્મસંગી હોય, આપણે શું કામ છે? ઓછોજ હનુમાનની પેઠે સંદેશો લાવ્યો છે.

**દાસી**—અહો, તમારે તો ધર્મના સંગીનુએ કામ નથી કે? પણ શાથી જાણ્યુ કે એ ધર્મનો સંગી મહારાજ ધર્મપાળનો સંદેશો નહિ લાવ્યો હોય?

**સુભદ્રા**—( ચ્હીડાઈને ) ત્યારે કેહેતી કેમ નથી? જાણતી નથી કે આ અધીરણી કેવળ પરાધીના છે? બોલાવ, સત્વર. જોજે, સન્માનસાથે લાવજે; હું આ આસન ઉપર બેસુ છું. જા, વ્હેલી બોલાવી લાવ. ( આસન ઉપર બેસે છે. )

**દાસી**—જેમ આજ્ઞા. ( જતાં જતાં ) હું કેહેતી નથી કે આર્ય ધર્મપાળનો સંદેશો લાવ્યો છે.

**સુભદ્રા**—પાછી આવ, પાછી આવ, તું શું કેહેતી હતી? ( દાસી ચાલી જાય છે. ) અરે, આતો ચાલી ગઈ. પણ એ બીચારી પતિવ્રતા છે, એનેય પતિનો વિયોગ છે. એ વિરહિણીના ધર્મ જાણે છે. માટે એ ખોટુ નહિજ કરે. અરે, આ ડાબુ અંગ કેમ ફરકે છે? ખરે, વધામણીતો સારી હશે. ત્યારે આ છાતી ફાટી જતી હોય એમ કેમ ધબક ધબક થાય છે? એને પણ આ દેહનો ત્યાગ કરી ધર્મપાળ જેવા પતિને મળવાનુ મન થતું હશે. સર્વથા,

( ગીતિ. )

હૃદય-નાથને મળવા ઉછળે ક્ષણ ક્ષણ અધીર હૃદગ્રંથી,
બુદ્ધિ, ટેક, ભય, લજ્જા, પુનિત પ્રીતિને નથીજ પરિપંથી.

( વિદ્યાધરને લેઈ દાસી આવે છે, તેના હાથમાં લાકડી છે, પાઘડી ઉપર પોતીયું બાંધ્યું છે, એક ધોતીયાથી કેડ બાંધી છે, ખભે દોરીલોટો છે. )

**વિદ્યાધર**—બાઈ, તમારો જયજયકાર થાઓ. ધનપાળ શેઠનાં કુળવધૂ તમેજ કે?

**સુભદ્રા**—મહારાજ, પધારો. આ આસન ઉપર વિરાજો. ( શ્વાસ મુકતો લાકડીની સહાયથી બેસે છે. ) વેદમૂર્ત્તિ, પિતાજી ધનપાળના કુલદીપક સજજ અને સ્વસ્થ છે?

**વિદ્યાધર**—બાઈસાહેબ, હુંતો પરદેશથી આવ્યો છું, તે બીજુ તો નથી જાણતો પણ વાટમાં એટલું સાંભળ્યું કે ધનપાળશેઠનુ ધન જેવું આવ્યુ હતુ તેવું "બારૈયાનુ બારે વાટે" ગયું. લેવામાં તેમના ગોઠિયા, હવે તો તેમના દીપક સજ્જે નથી ને સ્વસ્થે નથી.

**સુભદ્રા**—(કંઈ લજ્જાથી) મહારાજ, હું તો એમના કુંવરની ખબર પુછુંછું. ધનની મ્હારે શી સ્પૃહા છે?

**વિદ્યાધર**—પેહેલી મ્હારી ખબર તો પુછો, અભ્યાગતની સેવા એ કુલવતીનો પરમધર્મ છે.

**સુભદ્રા**—અરે ભૂદેવ, મ્હારો દોષ છે તે ક્ષમા કરો, કહો, શરીરે સાજા છો?

**વિદ્યાધર**—સાજા ન હોઇએ તો આવીએ શું કરવા?

**સુભદ્રા**—વારૂ વિદ્યાપતિ, આપનુ કંઈ ઈચ્છિત હોય. તે કહો, અને પછી મ્હારા પ્રાણેશ્વર કુલચંદ્રના વૃત્તાંત કહો.

**વિદ્યાધર**—બાઈ, વિદ્યાને ઇચ્છિત લક્ષ્મી, અને લક્ષ્મીને તો દીકરી ગણી શેઠે દીધી શઠને. પ્રાણેશ્વર તો પવન–તેતો અત્ર ત્રિવિધિ વાય છે, અને હું ચંદ્રલોકમાંથી આવ્યો નથી.

**દાસી**—(જરા ચ્હીડાઇને) કેહેતા હો તો કહી ઘોને, શું કરવા આમ પપળાવો છો? નથી જોતા કે બાઇસાહેબના જીવનનો આધાર તમારા સંદેશા ઉપર રહ્યો છે? ટીખળ તે કેટલુ?

**વિદ્યાધર**—તું મને કોણ હુકમ કરનારી? જા નથી કેહેતા. (ઉઠવાનુ કરે છે)

**સુભદ્રા**—મહાજન, આપ એના બોલ ઉપર રીસાશો નહિ, માટે બેસો જરા, શ્રમ ઉતારો, અને આ વિરહિત અબળાની અવસ્થા જુવો; કેવી થઈ ગઈ છે?

**વિદ્યાધર**—(જરાવાર ન્યાળીને) કેવી છે તે સાંભળો,

(ઇંદ્રવિજય છંદ.)

અંગ–વિભૂતિ ગઈ પણ અંગ પડયું વિરહાનલથી બહુ પીળુ,
યૌવનનુ વન ઘોર અરણ્ય બન્યું દવથી, મન-ચિત્તળ વીંલુ,
મૂલ બળ્યે તરૂ કાષ્ટ બને ત્યમ શુષ્ક બન્યું નવરૂપ રસિલુ
છેક વિવેક ગયો સ્મૃતિને લઇ નાથ વિના ગયુ ગૌરવ શીળુ.

**સુભદ્રા**—(આંખમાં આંસુ લાવીને) ત્યારે કૃપા કરી પ્રાણનાથના સમાચાર કહો.

**વિદ્યાધર**—(મનમાં) હજી નામ દેતી નથી. (તાણીને) પણ કયા પ્રાણનાથ?

**સુભદ્રા**—(નીચુ વદન કરી) સુભદ્રાને ધર્મપાળ વિના બીજો કોઇ પ્રાણનાથ હોય?

**દાસી**—અહો, તમારે તો ધર્મના સંગીનુએ કામ નથી કે? પણ શાથી જાણ્યુ કે એ ધર્મનો સંગી મહારાજ ધર્મપાળનો સંદેશો નહિ લાવ્યો હોય?

**સુભદ્રા**—( ચ્હીડાઈને ) ત્યારે કેહેતી કેમ નથી? જાણતી નથી કે આ અધીરણી કેવળ પરાધીના છે? બોલાવ, સત્વર. જોજે, સન્માનસાથે લાવજે; હું આ આસન ઉપર બેસુ છું. જા, વ્હેલી બોલાવી લાવ. ( આસન ઉપર બેસે છે. )

**દાસી**—જેમ આજ્ઞા. ( જતાં જતાં ) હું કેહેતી નથી કે આર્ય ધર્મપાળનો સંદેશો લાવ્યો છે.

**સુભદ્રા**—પાછી આવ, પાછી આવ, તું શું કેહેતી હતી? ( દાસી ચાલી જાય છે. ) અરે, આતો ચાલી ગઈ. પણ એ બીચારી પતિવ્રતા છે, એનેય પતિનો વિયોગ છે. એ વિરહિણીના ધર્મ જાણે છે. માટે એ ખોટુ નહિજ કરે. અરે, આ ડાબુ અંગ કેમ ફરકે છે? ખરે, વધામણીતો સારી હશે. ત્યારે આ છાતી ફાટી જતી હોય એમ કેમ ધબક ધબક થાય છે? એને પણ આ દેહનો ત્યાગ કરી ધર્મપાળ જેવા પતિને મળવાનુ મન થતું હશે. સર્વથા,

( ગીતિ. )

હૃદય-નાથને મળવા ઉછળે ક્ષણ ક્ષણ અધીર હૃદગ્રંથી,
બુદ્ધિ, ટેક, ભય, લજ્જા, પુનિત પ્રીતિને નથીજ પરિપંથી.

( વિદ્યાધરને લેઈ દાસી આવે છે, તેના હાથમાં લાકડી છે, પાઘડી ઉપર પોતીચું બાંધ્યું છે, એક ધોતીયાથી કેડ બાંધી છે, ખભે દોરીલોટો છે. )

**વિદ્યાધર**—બાઈ, તમારો જયજયકાર થાઓ. ધનપાળ શેઠનાં કુળવધૂ તમેજ કે?

**સુભદ્રા**—મહારાજ, પધારો. આ આસન ઉપર વિરાજો. ( શ્વાસ મુકતો લાકડીની સહાયથી બેસે છે. ) વેદમૂર્ત્તિ, પિતાજી ધનપાળના કુલદીપક સજ્જ અને સ્વસ્થ છે?

**વિદ્યાધર**—બાઈસાહેબ, હુંતો પરદેશથી આવ્યો છું, તે બીજુ તો નથી જાણતો પણ વાટમાં એટલું સાંભળ્યું કે ધનપાળશેઠનુ ધન જેવું આવ્યુ હતુ તેવું "બારૈયાનુ બારે વાટે" ગયું. લેવામાં તેમના ગોઠિયા, હવે તો તેમના દીપક સજ્જે નથી ને સ્વસ્થે નથી.

**સુભદ્રા**—( કંઈ લજ્જાથી ) મહારાજ, હું તો એમના કુંવરની ખબર પુછુછું. ધનની મ્હારે શી સ્પૃહા છે?

**વિદ્યાધર**—પેહેલી મ્હારી ખબર તો પુછો, અભ્યાગતની સેવા એ કુલવતીનો પરમધર્મ છે.

**સુભદ્રા**—અરે ભૂદેવ, મ્હારો દોષ છે તે ક્ષમા કરો, કહો, શરીરે સાજા છો?

**વિદ્યાધર**—સાજા ન હોઇએ તો આવીએ શું કરવા?

**સુભદ્રા**—વારૂ વિદ્યાપતિ, આપનુ કંઈ ઈચ્છિત હોય. તે કહો, અને પછી મ્હારા પ્રાણેશ્વર કુલચંદ્રના વૃત્તાંત કહો.

**વિદ્યાધર**—બાઈ, વિદ્યાને ઇચ્છિત લક્ષ્મી, અને લક્ષ્મીને તો દીકરી ગણી શેઠે દીધી શઠને. પ્રાણેશ્વર તો પવન–તેતો અત્ર ત્રિવિધિ વાય છે, અને હું ચંદ્રલોકમાંથી આવ્યો નથી.

**દાસી**—( જરા ચ્હીડાઇને ) કેહેતા હો તો કહી ઘોને, શું કરવા આમ પપળાવો છો? નથી જોતા કે બાઈસાહેબના જીવનનો આધાર તમારા સંદેશા ઉપર રહ્યો છે? ટીખળ તે કેટલુ?

**વિદ્યાધર**—તું મને કોણ હુકમ કરનારી? જા નથી કેહેતા. ( ઉઠવાનુ કરે છે )

**સુભદ્રા**—મહાજન, આપ એના બોલ ઉપર રીસાશો નહિ, માટે બેસો જરા, શ્રમ ઉતારો, અને આ વિરહિત અબળાની અવસ્થા જુવો; કેવી થઈ ગઈ છે?

**વિદ્યાધર**—( જરાવાર ન્યાળીને ) કેવી છે તે સાંભળો,

( ઇંદ્રવિજય છંદ. )

અંગ-વિભૂતિ ગઈ પણ અંગ પડ્યું વિરહાનલથી બહુ પીળુ,
યૌવનનું વન ઘોર અરણ્ય બન્યું દવથી, મન-ચિત્તળ વીંધ્યુ,
મૂલ બળ્યે તરૂ કાષ્ટ બને ત્યમ શુષ્ક બન્યું નવરૂપ રસીલુ
છેક વિવેક ગયો સ્મૃતિને લઇ નાથ વિના ગયુ ગૌરવ શીળુ.

**સુભદ્રા**—( આંખમાં આંસુ લાવીને ) ત્યારે કૃપા કરી પ્રાણનાથના સમાચાર કહો.

**વિદ્યાધર**—( મનમાં ) હજી નામ દેતી નથી. ( તાણીને ) પણ ક્યા પ્રાણનાથ?

**સુભદ્રા**—( નીચુ વદન કરી ) સુભદ્રાને ધર્મપાળ વિના બીજો કોઇ પ્રાણનાથ હોય?

**વિદ્યાધર**—(મનમાં) હવે જરા વાત કરૂ. (તાણીને) ભગિની, આર્ય ધર્મપાળ કુશળ વર્ત્તે છે.

**સુભદ્રા**—( મનનો ખેદ કહાડતી હોય એમ શ્વાસ મુકી ) તથાસ્તુ, પ્રભુ તમારૂ ભલુ કરો. ( દીન વદન કરી ) પણ મહારાજ, તે હાલ ક્યાં છે તે કેહેશો?

**વિદ્યાધર**—હા, સાંભળો.

( ઇંદ્રવિજય છંદ ).

કેસર ચંદન કંજ ગુલાબનોં ધાતુથી પંજર દિવ્ય મઢેલુ,
સત્ત્વ મયંકતુ અસ્તર છે મકરધ્વજ ને રતિથીજ ઘડેલુ,
તત્ર સુધામય કોમલ ફુલ્લ મૃણાલવિશે, અલિ, ધર્મ વિરાજે,
નાથ પુરી નિજ અંતરમાં, મુજને પુછતાં લલના ક્યમ આજે ?

અહો શું સ્ત્રીઓનાં ચરિત્ર !

**સુભદ્રા**—( સલજ્જ ) મહારાજ, મ્હારા હૃદયમાં તો પ્રાણેશ્વર સદૈવ વિરાજે છે. તેમ ન હોય તો અત્યાર પેહેલાં સુભદ્રા ક્યારનીએ હતી નહતી થઈ હોત; પણ દૃષ્ટિગોચર કરવા ઉત્કંઠિત છું.

**વિદ્યાધર**—હૃદયમાંથી કહાડો બારણે, એટલે આંખ આગળ આવશે.

**સુભદ્રા**—( દીન વદન કરી ) સખિ, મ્હારીવતી આ મહાજનને તું વિનવ કે પ્રાણપતિના સર્વ વૃત્તાન્ત નિવેદન કરે.

**દાસી**—મહારાજ, આ અમારાં સુભદ્રાબાને મહારાજા ધર્મપાળ વિના જરાએ ગમતુ નથી. નથી ખાતાં, નથી પીતાં, નથી ઉંઘતાં, નથી સુતાં, નથી બેસતાં, નથી ફરતાં; શ્વાસોચ્છ્વાસ આર્ય ધર્મપાળની માળા. શું કેહેવરાવોછો ? એ તો પતિવિના જરાએ રહી શકતાં નથી.

**વિદ્યાધર**—આપ તો રોજ રહી શકો એવાં છો.

**દાસી**—મ્હારી વાતનુ તમારે શું કામ ? પતિવિના મને કેમ થતુ હશે તે મ્હારૂ મન જાણે.

**વિદ્યાધર**—ને તમારૂ રૃષ્ટપુષ્ટ તન સાક્ષી પુરે.

**દાસી**—( જરા ક્રોધ બતાવી ) પતિનો જેવો પ્રેમ તેવો સતીનો નેમ.

**વિદ્યાધર**—એમ છે કે ? પતિની પણ પરીક્ષા કરનારાં તમે ! ઠીક.

**દાસી**—હવે કેહેતા હો તો કહો સત્ત્વર. મહારાજા ધર્મપાળ આ વેળા શું કરે છે ?

**વિદ્યાધર**—(મનમાં) થાય છે, શો રઘવાટ છે? ધર્મપાળ ખુશી છે તે તો એ જાણે છે, તો એ ઘડી ટીખળમાં આ શાણી બગલી જેવી-દાસીનો વેશ ભજવનારીને પ્રેમનુ સ્વરૂપ શિખવીએ. "વાતમાં વર્ણપ." (તાણીને) સાંભળો ત્યારે,

(ઇંદ્રવિજય છંદ.)

અંગ-તુરંગ વિશે ઘટ નાજુક વજ્રકપાટથી બદ્ધ કર્યાં છે,
કોમળ કઠ્ઠણુ તંતુનોં સાંકળથી કરપાદવિશે પકડ્યો છે.
વીર સુધીર અધીન બન્યો બલવાન છતાં બલ વિહ્લલ જેનુ,
નાચત ખેલત મ્હાલત એ, "નહિ જો હત પ્રેમનુ બંધન તેનુ."

**સુભદ્રા**—(આશ્ચર્ય પામીને મનમાં) અરે, મને આત્મહત્યાના દોષમાંથી બચાવી લેનાર શું આજ કોઈ દયાળુ મહાત્મા હશે? પદ તો એજ આવ્યું. લાવ, ત્યારે ખાત્રી કરૂ, (તાણીને) આપ કોણુ છો અને ક્યાંથી આવ્યા છો?

**વિદ્યાધર**—હું કોણુ છું તે હજી હું યથાર્થ જાણતો નથી, પણ આદિમાંથી આવ્યો ને અનાદિમાં જાઉછું.

**સુભદ્રા**—મહાજન, એ વેદાન્ત તો અમારે શા કામનુ? અમે તો આ સંસારનાં સત્ત્વ. હજી તો લ્હાવ બહુ લેવાના છે.

**વિદ્યાધર**—ખરૂજ તો.

**સુભદ્રા**—ત્યારે યથાર્થ કહો કે આપ કોણુ છો?

**વિદ્યાધર**—(મનમાં) શો સ્ત્રીઓનો કૌતુક ઉપર મોહ! આ સતી પણ જરા કૌતુક જાણવાને પતિની વાર્તા વિસરી ગઈ. (તાણીને) બાઈ-સાહેબ, સ્ત્રીએ વિસારેલો અને તિરસ્કારાયલો હું એક રાંક પંડિત છું. હું વિદેશમાં સંકષ્ટ સહેતો ત્યારે તે અનેક પ્રકારનાં સુખમાં પુષ્ટ બની, છેવટ બહુ દિવસે હું આવ્યો ત્યારે પણ મને પડતો મુકી અવરજનની સેવામાં તત્પર થવા લાગી; એટલે હવે તો કંટાળીને વેદાન્ત ઉપર વૃત્તિ વ્હોટી છે.

**દાસી**—કોઈ સતી એવી ન હોય કે પોતાના પતિને પડતો મુકે.

**વિદ્યાધર**—સતી હોય ત્યારે કે નહિ?

**દાસી**—શઠને સતીની કીંમત ક્યાંથી?

**વિદ્યાધર**—ત્યારેજ પતિ પરદેશ છતાં આમ સોળે શૃંગાર સજ્યા છે તો?

**દાસી**—મ્હારો પતિ પરદેશ છે, એવું તમે શાથી કહો છો ?

**વિદ્યાધર**—( આંખનો ના કેહેવાનો અણસારો કરી ) પરદેશ નથી ત્યારે ક્યાં છે કહો.

**સુભદ્રા**—( દાસી સામે જોઈને ) સખિ, ખરે તું રોજ સાદે વેશે રેહેતી હતી અને આજે શૃંગાર સજી આવી–એમ કેમ ?

**દાસી**—બાઈસાહેબ, આજે આપને આનંદનો સમય છે. ( મનમાં ) આ અટકચાળાએ વાત છાની રાખવાના સોગન દીધા અને હવે મ્હારી ફજેતી કરેછે. વારૂ, જોઉ છું.

**વિદ્યાધર**—બાઈસાહેબને આનંદ, તેમાં ત્હારે પતિનો આનંદ કેમ થયો ? વળી સુભદ્રા બહેને તો હજી એક પણ શૃંગાર સજ્યો નથી, છતાં તમે કેમ આમ થનેનાટ કરી રહ્યાં છો ?

**દાસી**—( મ્હોં મરડીને ) તમે મને કોણ પુછનાર ? મ્હારે પાલવે તેમ હું કરીશ, તમારે પાલવે તેમ તમે કરજો. હવે કહો–મહારાજ ધર્મપાળની વાત.

**વિદ્યાધર**—ત્યારે સતી થવું સારૂં લાગતું હતું કે ? ( સુભદ્રાને ) બાઈસાહેબ, તમારા જેવી સતીને આવી દાસી ઘટતી નથી, અને એ જ્યાંસુધી અહિં હોય ત્યાંસુધી આપણે તો તમારી સાથે સંભાષણ કરનારા નથી.

**સુભદ્રા**—દાસી, મહારાજ શું ખોટું કેહેછે ? આજે ત્હારે શૃંગાર ન ઘટે. જા ઘરમાં.

**દાસી**—( રીસ કરી ) બાઈસાહેબ, આ વાચાળ પંડિતના કપટ વચનથી આપ એના દેખતાં મ્હારૂ અપમાન કરો એ ઠીક નહિ. આજસુધી મ્હારો ધર્મ સાચવી હવે હું કંઇ પણ અનાર્ય કામ કરૂં એમ આપ માનો છો ?

**વિદ્યાધર**—એવી બડાશ શું કરવા મારે છે ? સતી હોય તો બતાવ ત્હારો પતિ, નહિ તો ઉતાર ત્હારા શૃંગાર. ( દાસીને ઇસારો કરે છે. )

**સુભદ્રા**—બહેન, ત્હેં જે કર્યું હશે તે વિચારીનેજ. મ્હારા પ્રાણપતિને ત્હારો પૂરો વિશ્વાસ છે, એટલે મ્હારાથી પણ ત્હારામાં દોષ કેહેવાય નહિ. છતાં લોકવિરૂદ્ધ શાને કરવું ? માટે પતિવિના સાપના ભારા જેવા ઉતાર–આ ત્હારા શૃંગાર.

**વિદ્યાધર**—તમારા પતિને એનો વિશ્વાસ હોય તો ભલે, એના પતિને તો નથી.

**દાસી**—"અકર્મી માંટી રાંડ ઉપર શૂરો", હોય, તેમાં સતીનો શો દોષ?

**સુભદ્રા**—(આશ્ચર્ય પામી દાસી સામે જોઇ રેહે છે) દાસી, આ શું બોલી? પતિને અકર્મી કેહેવાયજ કેમ?

**વિદ્યાધર**—અસતી તો બહુએ કેહે. તમે સારાં તે બધાંને સારાં જાણોછો, બાકી હુંતો એને ક્યારનોએ કળી ગયો છું, કે પાકી ઠગણી છે, ઉભે બજારે ધણીને વેચે એવી છે.

**દાસી**—(રીસ કરીને) સખના રેહેજો, સંભાળીને બોલજો. મ્હારા જેવી ભુંડી કોઈ નથી.

**વિદ્યાધર**—વારૂ, હવે તેતો થયું, ધણીને રઝળતો મુંકી અહીં સુખ ભોગવવા આવી, પણ હવે આટલા દિવસથી જેનુ અન્ન ખાય છે, તેનુ તો કહ્યું માન; ઉતાર ત્હારા શૃંગાર.

**દાસી**—(રીસમાં) નહિ ઉતારૂં.

**વિદ્યાધર**—ત્યારે કેહે કે હું પુંશ્ચલી છું.

**દાસી**—(રીસમાં) નહિ કહું.

**વિદ્યાધર**—ત્યારે આપણે એવી નકટી પાસે ઉભા રહેનારા નથી. (ઉઠવાનુ કરે છે.)

**સુભદ્રા**—મહારાજ, ક્ષમા કરો, બેસો. (દાસીને) દાસી, આજે તને શું થયું છે? આમ કરવુ હોય તો જા ત્હારે ઘેર.

**દાસી**—(ચ્હીડાઈને) બાઈસાહેબ, આ ઠગ ધૂર્ત્તનુ કેહેવુ માની મને આપ આમ ક્હાડી મુકવા તૈયાર થયાં તો લ્યો, ખરી વાત કહી દેઉં.

**સુભદ્રા**—(આશ્ચર્ય ક્રોધથી) ત્યારે શું અત્યાર સુધી ત્હેં મને ખરી વાત નથી કહી?

**વિદ્યાધર**—જોયું? જેમ આજસુધી તમને ઠગ્યાં તેમ પતિને પણ એ કેમ ઠગતી નહિ હોય? અને હવે ગુહ્ય વાત ઉઘાડી કરવા ઉભી થઈ છે, માટે હવે તો ઉતારો એના શૃંગાર. (જવાનુ કરે છે.)

**દાસી**—વિદ્યાધર, નહિ ઉતારૂં. (સુભદ્રા આશ્ચર્યથી જોઈ રહેછે.)

**વિદ્યાધર**—"વિદ્યાધર," "વિદ્યાધર" કો'ને કેહે છે? ચાલ, ઉતાર ત્હારા શૃંગાર, નહિ તો બતાવ ત્હારો પતિ.

**દાસી**—( ખૂબ ચ્હીડાઇને ) મ્હારા પતિ તે તમે, વિદ્યાધર તે તમે, હવે કંઈ કેહેવુ છે? ( સુભદ્રા ચકિત થઈ એક બીજા સામે જુવે છે. )

**વિદ્યાધર**—( ખડખડ હસીને ) સ્ત્રીના પેટમાં વાત રેહે? તેમનાથી તો–

( ગીતિ. )

ષોડષ શૃંગારતણા શીક્ષા ને શૃંખલા ધરો તનમાં,
શિરસાટે કેહેવાની વાતો તે પણ રખાય નહિ મનમાં.

**સુભદ્રા**—( દીન વદનથી ) બ્હેન, આ વાત ત્હેં કેમ છાની રાખી? દાસી જાણી મ્હેં કેટલીકવાર તને તરછોડા કર્યા હશે? ત્હારી પાસે કેટલાં હલકાં કામ કરાવ્યાં હશે? અને ત્હેં કંઈ ઇસારો પણ ન કર્યો?

**દાસી**—બાઇસાહેબ, આપ ઉદાર છો, મને ઓળખશો તો સેવા કરવા નહિ ધો, અને આ પ્રસંગે બીજી દાસીનો વિશ્વાસ નહિ, તેથી વાત છાની રાખવી પડી.

**સુભદ્રા**—આર્ય વિદ્યાધર, ત્યારે આપ અત્યારસુધી પ્રચ્છન્ન કેમ રહ્યા? મ્હારા પ્રાણેશ્વરના સહચારી અને મહાત્મા અમરસત્રના પરમ મિત્ર, તે આપજ?

**વિદ્યાધર**—તેજ આ ચાડીયણ સ્ત્રીનો ભર્ત્તા.

**સુભદ્રા**—જેણે–

( શિખરિણી વૃત્ત. )

સુભદ્રાનુ હેતે ઘન તિમિરમાં રક્ષણ કર્યું,
નિરાશાથી સૂના હત હૃદયમાં જીવન ભર્યું,
પ્રિયાને પ્રેરીને વિરહસમયે પાલન કીધું,
નિવારી હત્યાથી મધુર વચને શિક્ષણ દીધું.

**વિદ્યાધર**—તેજ આ અનાર્ય સ્ત્રીનો પતિ.

**દાસી**—( ચ્હીડાઈને ) તેજ આ સતી સ્ત્રીને પીડનાર દુરાત્મા વિદ્યાધર.

**વિદ્યાધર**—અહો! આ તો પતિને પણ ગાળો ભાંડતી દેખાય છે!

**સુભદ્રા**—બ્હેન, ચ્હીડાય છે શું કરવા? એતો ત્હારા પતિ, એ બોલે તેમાં આપણે શાને મુઝાઇએ?

**દાસી**—વારેવારે પજવે તેને શું કરીએ? બાઈસાહેબ, હું શી ખોટી છું કે એ મને અનાર્યા કેહે? એ સારા હશે કે?

**વિદ્યાધર**—જો, તું જુઠી ઠરી, ઠગણી ઠરી, ચાડીયણ ઠરી, પતિને ગાળો ભાંડનારી ઠરી, આજ્ઞા તોડનારી ઠરી, હવે આથી બીજી શી અનાર્યતા?

**દાસી**—હવે લાજો, લાજો જરા, બોલતાં. શું તમનેજ બોલતા આવડે છે? સાંભળો, બાઈસાહેબ, જુઠું બોલવાનુ એમણે કહ્યું, ઠગાઇ કરવાનુ એમણે શિખવ્યું, પોતે પોતાની આજ્ઞા તોડાવી, હાથે કરી ગાળો ખાધી,-અને હવે મ્હારૂં નામ દેવા આવ્યા છે!

**વિદ્યાધર**—હમે તો કંઇ ત્હારૂ નામ દેવા આવ્યા નથી. હમે તો સંદેશો કેહેવા આવ્યા છીએ.

**દાસી**—સંદેશો શાનો? હવે હું જરાએ છાનુ રાખનારી નથી, કેહેવુ હોય તો કહો, નહિ તો કહી દેઉ છુ વધામણી.

**સુભદ્રા**—(આનંદ અધૈર્ય દેખાડી) શી વધામણી છે?

**દાસી**—સાંભળો, બાઇસાહેબ,

**વિદ્યાધર**—મ્હારે શું? ત્હારાં છોકરાંનુ ઇનામ જશે.

**દાસી**—મ્હારાં તેમ તમારાંએ ખરાં કે નહિ? ઘણાએ કમાઇ લાવશો—આ કહુ—

**વિદ્યાધર**—જો કહુ તો તને ત્હારા છોકરાના—

**દાસી**—તમે કેહેશો કે કુવામાં ન પડુ તો તને ત્હારા છોકરાના—તે એમ કોઈ તમારા સમ માનવાનુ નથી, સાંભળો બાઈસાહેબ.

**વિદ્યાધર**—સાંભળો હું કહુ.

**દાસી**—હું કહુ.

**બન્ને સાથે**—બાઈસાહેબ, સાથે લાગાં,

(રોળા વૃત્ત)

માયાવર્તોનો અમલ દશા અબળાની રા'ની,
સેનાપતિનો નાદ દુષ્ટ મંડળનુ પાણી,
ધર્મપાળનુ કલંક ભાર પૃથ્વીનો ભારે,
ઉતર્યો છે આ કાળ અમર ચ્હડતાં અધિકારે.

**સુભદ્રા**—(ભાર ક્હાડતી હોય તેમ શ્વાસ મુકીને.) હા-શ, અંતે

ધર્મનો જય થયો. પણ હવે પ્રાણનાથ ક્યારે આવશે? વિદ્યાધર, મ્હારે શાં વધામણાં દેવાં તમને?

**વિદ્યાધર**—આ ફૂટેલ સ્ત્રીએ મ્હારૂં વધામણું લુટાવી લીધું, પણ હવે ધર્મપાળને પ્રત્યક્ષ લાવી વધામણું લેઇશ, ત્યારે એ શું કરશે?

**દાસી**—તમે બાઇસાહેબ પાસે વધામણી લેશો ત્યારે હું ભાઇ-સાહેબ પાસેથી લેઈશ.

**વિદ્યાધર**—આવજે લેવા. પણ હું જાઉ, મહારાજ ધર્મપાળ આવતા હોય તો વેહેલા વેહેલા લેઈ આવું. (જાય છે અને જતાં જતાં) અહો, શો સ્ત્રીઓને પતિપ્રતિ મોહ! પુનિત દાંપત્યને અવર અવલંબનની અપેક્ષા નથી. જુવોને

(માલિની વૃત્ત.)

અમર-વિજયકેરા ગુચ્છની કીર્તિ-વાસે,
સકલ જગત મધ્યે પૂર્ણ અહ્લાદ ભાસે,
પણ રમણ-રતા આ નિઃસ્પૃહા કંથ ઝંખે,
પતિ વિરહ સતીને નિત્ય ને નિત્ય ડંખે.

મને તો એમજ જણાય છે કે પુનિત અને નિઃસ્વાર્થ પ્રેમ પ્રેમદાઓનોજ છે. કાંકે-

(વસંતતિલકા વૃત્ત.)

સેવે સદા જનકને દુહિતા સુભાવે,
ષટ્દોષ યુક્ત પતિને દયિતા નભાવે,
ઉચ્છેરતી શિશુજનો જનિતા સ્વભાવે,
ના સ્વાર્થ સૌખ્યનોં તમા પ્રમદા ધરાવે.

(જાયછે.)

**સુભદ્રા**—સખિ, હવે પ્રાણનાથ વેહેલા આવે તો બહુ સારૂં, આજ સુધી તો જેમ તેમ કરી ધૈર્ય રાખી રહીછુ, પણ હવે નથી રેહેવાતુ. અને જ્યારથી આ ત્હારા પતિએ પ્રાણનાથ આવવાની વાત કરી છે, ત્યારથી તો જીવ તલપાપડ થઇ રહ્યો છે.

**દાસી**—બાઈસાહેબ, આર્ય ધર્મપાળ ક્ષણે ક્ષણે આપની પાસે આવતા જાય છે; એમને પણ આપને મળવાની ઉત્કંઠા ઓછી નથી. મ્હારા ધરવાળા તો કેહેતા હતા કે રણસંગ્રામમાં પણ તમને એક ક્ષણ વિસાર્યાં નથી, તો હવે એ થોડી વારમાંજ આવશે.

**સુભદ્રા**—ત્યારે તો પ્રાણનાથને વધાવી લેવાની તૈયારી કરવા, ચાલો, આપણે ઘરમાં જઇએ.

**દાસી**—(મનમાં) ધર્મપાળ આને આ વેશમાં જુવે એજ ઠીક. (તાણીને) બાઇસાહેબ, મહારાજા ધર્મપાળને તો જ્યાં આપ ત્યાં ઘર, અને આપનો આનંદ એજ વધાવો.

**સુભદ્રા**—(આંખમાં અશ્રુ લાવી) બહેન, તું ખરૂ કેહે છે. મ્હારાં તે એવાં શાં ભાગ્ય કે મને આ ભર્ત્તાર મળ્યા ?

**દાસી**—બાઇસાહેબ, હીરો કુંદનમાં જડાયો છે. ધર્મપાળને સુભદ્રા અને સુભદ્રાને ધર્મપાળજ ધટે છે.

**સુભદ્રા**—પણ બહેન, મ્હારામાં તે એવા શા ગુણ છે? મ્હારો તો સ્વભાવ કે એમને સુખ આપવું ને એમને પ્રસન્ન કરવા, એમાં શું વધારે ?

**દાસી**—ને એમનો સ્વભાવ કે તમારૂ લાલન પોષણ કરવું.

**સુભદ્રા**—સખિ, તું મ્હારો પક્ષ કરે છે, જોને, એ કુલદીપક દુષ્ટનો પરાજય કરે છે, સાધુનુ પોષણ કરે છે, અને જે એમનો સંગ કરે તેને સુખી કરે છે, હું શું કરૂં છું ?

**દાસી**—એવા પ્રતાપીને સહાય, અને તેમનુ તથા તેમના સંગીનુ ભદ્ર.

**સુભદ્રા**—સ્ત્રી સ્ત્રીનુ ઉપરાણુ લે એ સ્વાભાવિક.

**દાસી**—અને સતી પતિનુ ઉપરાણુ લે એ પણ સ્વાભાવિક.

**સુભદ્રા**—પણ બહેન, આપણે કંઈએ તૈયારી ના કરીએ, ત્યારે પ્રાણનાથ અવિવેકી ધારશે-હોં.

**દાસી**—વ્હાલમાં વિવેક હોય નહિ, છતાં પણ તૈયારીમાં આપનુ મન કઠણ કરો.

**સુભદ્રા**—સખિ, ખરે, એ સૂર્ય જેવા પ્રતાપી અને વિજયના પ્રભાવે સવિશેષ તેજોમય પ્રાણનાથ સામે મ્હારાથી કેમ જોઈ શકાશે? મને તો હર્ષ, શોક, ને દૈન્યથી કાંઈ સૂઝ નથી પડવાની. માટે સખિ, મ્હારી પાસે ને પાસે-(એટલામાં જય જય શબ્દ થાય છે.)

**સુભદ્રા**—અરે, પ્રાણનાથ આવ્યા; સખિ, ચાલો સામાં. (ઉઠતે અને ચાલતે ચાલતે) અરે, મ્હારા પગ કંપે છે, મ્હારી છાતી ભરાઈ આવે છે, આ આંખે તો તિમિર આવ્યાં; બહેન, મસ્તિષ્ક પણ ભમે છે. હવે હું શું કરૂં ? (દાસીને ખભે ટેકો દેઈ ઉભી રેહે છે.)

**દાસી**—બાઈસાહેબ, આર્ય ધર્મપાળના આટલા ભગીરથ શ્રમનુ ફળ આપ પોતેજ છો. હવે આપની સમીપ રહેવા આવનાર આગળ આમ હૈયાસૂનાં થવાય કે? જુવો એ તો આ આવે. (ધર્મપાળ પ્રવેશ કરે છે.)

**ધર્મપાળ**—(દૂરથી સુભદ્રાને જોઇને).

(ગીતિ.)

ગ્રીષ્મ કાળને અંતે, શુષ્ક બનેલી ધરાસમી પ્યારી,
વિરહ–વ્યાઘ્રથી ત્રસ્તા, મૃગી, નયનમાં રહી જીવ ધારી.

માટે હવે હું સત્વર જઈ એને મળુ. (આગળ જાય છે.)

**સુભદ્રા**—સખિ, આ તે શાણુ કે સાચુ? પણ તું મ્હારાથી જરા વેગળી ખસીશ નહિ, મને આશ્રય તો માત્ર—

**દાસી**—(ધર્મપાળને છેક પાસે જોઈ) ધર્મનોજ છે. (ધર્મપાળ પાસે આવે છે એટલે દાસી જરા દૂર જાય છે, એટલે બન્ને જણ વળગી પડે છે. થોડી વાર એમ રહ્યા પછી ડુસકાં ભરતી સુભદ્રા પતિને ખભે અને માથે હાથ નાખે છે, અને એક ટશે ને ટશે જોઈ રેહે છે.)

**સુભદ્રા**—પ્રા–ણ–ના–થ–આપ ખુશી છો?

**ધર્મપાળ**—(સુભદ્રાની ચીબુક ઝાલી તેના સામે જોઈ) પ્રિયે,

(દ્રુતવિલંબિત વૃત્ત.)

ગહન રાન જતાં સરિતા મળી,
અહિસટે હૃદયે કુસુમાવલી,
અમૃત જીવન જીવનુ અંગમાં,
કયમ ન હોઉં અલેતિ ઉમંગમાં.

પરંતુ, પ્રિયે, ત્હારા આવા હાલ કેમ થયા? (સુભદ્રા અંગુઠાવતે જમીન ખોતરતી અને ડુસકાં ભરતી નીચુ જોઈ ઉભી રેહે છે.)

**વિદ્યાધર**—(પ્રવેશ કરી દાસી પાસે જઈ) અલિ વ’ડકારી, જો આ દંપતી કેવાં હસે છે ને રડે છે, રડે છે ને હસે છે? ચાલ, આપણે પણ બહુ દિવસે મળ્યાં છીએ તે જરા ન્હાનાં છોકરાં થઈએ.

(દાસીનો હાથ ખેંચે છે.)

**દાસી**—(હાથ તરછોડતી) મુંકો, મુંકો, હવે, છેક નકટા શું થાઓ છો? જરા તો શરમાઓ.

**વિદ્યાધર**—ત્યારે પરણી’તી શું કરવા? પતિ સાથે સતી ને યતિ સાથે મતિ. માટે ચાલ, નહિ તો લેઈ જઈશ ઉચકીને. (ફરી ખેંચે છે.)

**દાસી**—લાજો, લાજો, જરા. કોઈ દેખે તેનીએ શરમ છે કે નહિ?

**વિદ્યાધર**—શરમ શાની? ઘોડે ચ્હડીને મશાલ બાળી પરણ્યા છીએ, ને બહુ દ્હાડે આવ્યા છીએ. તે બે ઘડી, "તું વ્હાલી" ને "હું વ્હાલો." એવી માલવિનાની વાતો કરી પછી પાછાં હતાં એવાં થઈએ, ચાલ-( કાન ભણી મ્હોં લેઈ જાય છે. દાસી ધક્કો મારે છે.)

**દાસી**—આ ભાયડાની ડાગળી ખસી કે શું?

**વિદ્યાધર**—( ધીમેથી ) મૂર્ખી, આ પવિત્ર પ્રેમમાં અંતરાય થવાય ? ચાલ.

**દાસી**—( સમજી હોય એમ બતાવી ) જાઓ, તમે તમારે રસ્તે. હું તો આ ચાલી-મેહેલમાં-સામગ્રી તૈયાર કરવા. ( બન્ને જણ જાય છે.)

**ધર્મપાળ**—પ્રિયા, છેક અધીરી થઈ ગઈ? ચાલ જરા બેસીએ. ( એક આસન ઉપર લેઈ જાય છે, સુભદ્રા ધર્મપાળના ખોળામાં માથુ મુંકી સુવે છે.)

**સુભદ્રા**—પ્રિયતમ, તમારા વિના હું નિરાશ્રિત બની. (એમ કહી પાછી હુસકાં ભરે છે, આંખમાં જળ આણે છે, ધર્મપાળ તેના બરડા ઉપર અને માથાઉપર હાથ ફેરવતો તેના સામે જોઈ,)

**ધર્મપાળ**—પ્રિયે, હવે કષ્ટ બષ્ટ થયું. દુઃખ પછીજ સુખની ખરી ગણના થાય છે. હવે મહારાજા અમરસત્રના પ્રતાપે ધર્મથી સુભદ્રા જરાએ દૂર થવાની નથી. માટે પ્રસન્ન થા.

**સુભદ્રા**—પ્રાણનાથ, હું અભાગિણીનેમાટે તમને સર્વેને આટલુ બધુ દુઃખ પડયું.

**ધર્મપાળ**—એ શું બોલી? પ્રિયા, જેનેલીધે આટલો ઉદય થયો, સર્વત્ર શાન્તિ ફેલાઈ, તેને અભાગિણી કોણ કેહેશે? તેમ પોતાના પ્રાણના રક્ષણમાં દુઃખ પણ કેવું? અને દુઃખ પડ્યું હોય તોપણ અનેક સુશીલા સતીઓનાં દુઃખ ટાળવા જરા શ્રમ કે વિરહ વેઠવો પડે, તે દુઃખ નહિ પણ સુખનુ સાધન છે. સ્વધર્મ કરતાં સુખ આવે છે.

**સુભદ્રા**—મને પેહેલું એટલુ કહો કે તમને બહુ દુઃખ પડયું હતું?

**ધર્મપાળ**— ( રોળા વૃત્ત.)

રાત દિવસ પલમાત્ર ધ્યાન ભદ્રાનુ થાએ,
દશ ઇંદ્રિયનાં જ્ઞાન પ્રિયાછબિ મધ્ય સમાએ,
લયમાં એકજ તાન, યોગ્યતા ત્હારી કરવા,
દુઃખ તણું ત્યાં ભાન હોય કે વપુની પરવા?

**સુભદ્રા**—(પ્રેમથી સુતે સુતે ધર્મપાળને વલગી પડી) પ્રિયતમ, ખરૂ કેહેજો, યુદ્ધના મહા ઘોર પ્રસંગે હું તમને સાંભરતી હતી?

**ધર્મપાળ**—(ગંભીરાઈથી) પ્રિયે, આ કેવો પ્રશ્ન?

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

જ્ઞાનીને વ્યવહાર છે પણ રહે સદ્દવૃત્તિ આત્મા પ્રતિ,
લોભી વાત વિવેકમાં કુશળ, ના લક્ષ્મી વિસારે રતિ,
કામી કષ્ટ સદા સહે પણ ધરે નારીવિશે દુર્મતિ,
તો આ ધર્મ કરી શકયો કયમ હશે ભદ્રા તણી વિસ્મૃતિ?

પરંતુ પ્રિયા, ચાલો હવે ઘરમાં જઇએ.

**સુભદ્રા**—(પુનઃ આલિંગન દેઈને) જવાય છે. કેટલો સમય થયો મળ્યે તે જાણો છો?

**ધર્મપાળ**—(દબાવીને) અધીરી-

(ગીતિ)

શતવર્ષસમી ઘટિકા, લેખે ગણતાં થયો જેહ કાળ,
ત્યાંલગીઁ પ્રાણ બહિશ્ચર, છૂટા પડતાં ડસ્યો વિરહવ્યાળ.

અહો, કેવો વિષમવ્યાપાર? દુઃખના દા'ડા લાંબા, સુખના દા'ડા ટુંકા!

**સુભદ્રા**—પ્રિયતમ, તમને મ્હારાવિના ગમતુ હતું?

**ધર્મપાળ**—(હસીને)

(દ્રુતવિલંબિત વૃત્ત.)

ભ્રમરને જ્યમ કુંજવિના ગમે,
સરસ સારસ જોડ વિના રમે,
વહુવિના ચકવો ભમતો વને,
તુજવિના ગમતું ત્યમ ધર્મને.

**સુભદ્રા**—(નાથની મૂછઉપર હાથ ફેરવી) મ્હારા પ્રાણેશ્વર, હવે મને જરાએ સૂની મુકશો નહિ હોં–જ્યાં તમે ત્યાં હું.

**ધર્મપાળ**—વલ્લભા, છે તો એમજ; વળી હવે જુદાં પડવાનો અવકાશ જ કયાં છે? મદન મૃત થયો; વિષય બળ અબળ થયું; માયા મિથ્યા જણાઈ. હવે તો જ્યાં ધર્મ ત્યાં સુભદ્રા. પણ હવે ઘરમાં જઇશું?

**સુભદ્રા**—હા જઈએ છીએ. પણ એટલુ કહો કે તમને મ્હારો કોઈ વેળા દોષ જણાયલો?

**ધર્મપાળ**—ઘેલી,

(રોળા વૃત્ત.)

કૌસ્તુભમણિમાં ડાઘ, સૂર્યમાં તમસ લગારે,
રઘુકુલમંધ્યકલંક સુધામાં વિષ જળ ભારે,
દુર્ગુણ નિર્ગુણ તણો, સૃષ્ટિ–લીલામાં ખામી,
દોષ સુભદ્રાવિશે જુવે મૂરખ કે વામી.

**સુભદ્રા**—એવું એવું બોલી તમારી ઘેલીને વધારે ઘેલી કરવી હોય તો તમે જાણો, બાકી મૂરખ કે વામી શિવાય બીજાને દોષ ન જણાય એવું તે કોણ માનશે? જુવો, પેહેલો દોષ તો એજ કે જેનેમાટે આટલુ બધુ ભારત થયું, તે તો ઘરમાં બેશી મોંજ મારતી હતી. કહો મ્હારાથી તમને શી સહાય થઈ છે? (ઓછું આણે છે.)

**ધર્મપાળ**—(હસીને તેની હડપચી પકડીને) મુગ્ધે,

(શિખરિણી વૃત્ત.)

વિના પાંચાલી શું કુરૂપતિ અધો ભીમ પટકે,
વિના ચંદ્રા શાનો તિમિરરણમાં વ્યોમ ઝળકે,
વિના ભક્તિ જ્ઞાની મરણુસરણી ના ત્યજિ શકે,
સુભદ્રાની તૃષ્ણા રહિત સમરે ધર્મ ન ટકે.

**સુભદ્રા**—વાહરે, મ્હારા મીઠાબોલા નાથ, આ સ્તુતિપાઠ રાજ્ય દરબારમાંથી શિખી આવ્યા કે?

**ધર્મપાળ**—સત્ય વચન સ્તુતિપાઠમાં નથી ગણાતુ.

**સુભદ્રા**—ગમે તેમ હોય, પણ હું તો ભવોભવની તમારીજ છું. સારી તોએ તમારી ને નઠારી તોએ તમારી, પાને પડી તે પાલવી લેજો.

**ધર્મપાળ**— બહુ સારૂ, પ્રિયા, આપને પાલવી લેઈશું. પણ હવે કહો તો ખરાં કે આપ આમ કેમ થઈ ગયાં છો?

**સુભદ્રા**—કેવી થઈછું?

**ધર્મપાળ**—શરીરે અર્ધી.

**સુભદ્રા**—અર્ધું શરીર ગયું હતું તેથી અર્ધી થઈ, હવે પાછુ આવ્યુ તો આખી થઇશ.

**ધર્મપાળ**—પ્રિયા, આમ ક્લેશ કરાય કે? સુખ દુઃખ તો સર્વને હોય છે. રાત દિવસ આમ ચિંતામાં ને ચિંતામાં શરીર સુકાવી નંખાય? ક્યાં ગયુ ત્હારૂ તેજ?

**સુભદ્રા**—(જરા હાસ્ય કરી) સમીપ રહી હૃદય હરી લીધુ, દૂર જઈ તેજ હરી લીધુ, અને હવે પુછે છે કે ક્યાં ગયું ત્હારૂ તેજ ?

**ધર્મપાળ**—પ્રિયવાદિની, મ્હેં તેજ હરી લીધુ હોય તો લે હું પાછુ આપુછું.

**સુભદ્રા**—ગ્રહણ કરવા તત્પર છું; આપનુ તેજ આપનેજ શોભા આપશે. મ્હારે તો લેવાએ નથી ને દેવાએ નથી.

**ધર્મપાળ**—અસ્તુ, પણ હવેથી આમ ચિંતા ન કરીશ.

**સુભદ્રા**—ત્યારે હવેથી આમ વિયોગ ન કરાવશો.

**ધર્મપાળ**—બહુ સારૂ. પણ હવે ઉઠશો.

**સુભદ્રા**—(ઉઠતે ઉઠતે) હાજ તો, તમને ભાર લાગતો હશે.

**ધર્મપાળ**—(પાછી સુવાડીને) પ્રિયે,

(દ્રુતવિલંબિત વૃત્ત.)

કુસુમ-કંદુક અંકવિશે પડયે,
ત્રિવિધિ વાત કલેવરને અડયે,
અસહ ભાર થતાં વ્યથ થાયછે,
ત્યમ મને તુજ ભાર જણાય છે.

**સુભદ્રા**—(પતિને દાબીને) એવું એવું બોલી વ્હાલી ને વ્હાશો મા ? ભારં તો લાગેજ તો.

**ધર્મપાળ**— (શિખરિણી વૃત્ત.)

ન કન્યાને ભૂષા લઘુ લલિત અંગે વ્યથં કરે,
નવોઢા ના માને વ્યથ ઉદરમાં ગર્ભ પ્રસર્યે,
ન માતાને પીડા કૃશ કટિવિશે બાળક ધર્યે,
મને બિમ્બૌષ્ઠીની મૃદુ તનલતા ભાર ન ભરે.

**સુભદ્રા**—જેને બોલે બંધ નહિ; તેને તે શું કરે ? દાખલા તો આમનાયે મળે ને તેમનાયે મળે, પણ હું તો વિસરી ગઈ. ચાલો, હું આપને અર્ઘ્ય આપી પૂજા કરૂં.

**ધર્મપાળ**—તે તો ત્હેં ક્યારનુએ કર્યું છે; કાં કે,

(શિખરિણી વૃત્ત.)

વધાવ્યો કલ્યાણી ઉભય કરના મૌક્તિક-સરે,
દિધા અર્ઘ્યો રૂડા સુનયન-સુધાના શ્રમહરે,
કર્યા અંગે લેપો; સુખ-શ્વસિતકેરા પરિમળે,
પ્રિયે, સંતોષ્યો ત્હેં પ્રણય-વચનોના હિતફળે.

પણ પ્રિયા, ચાલો હવે, ઘરમાં જઈ સારા વસ્ત્રાલંકાર પેહેરો. અગર જોકે—

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

ઝાંખુ અંગ છતાં રૂડાં અવયવો સ્વાભાવિકાં મંડન,
હીરા, માણક, પાન, મૌક્તિક, મણી, કે શું કરે કુંદન ?
વેણી કંકણ ચંદ્રહાર નથની સૌભાગ્યનાં સૂચક,
પ્હેરો સુંદરિ, ધર્મપાળ પતિના આનંદનાં રોચક.

**સુભદ્રા**—મ્હારા અલંકાર તો આપ છો તે પાસે છો, હવે હું તો કંઈ પેહેરનારી નથી.

**ધર્મપાળ**—ત્યારે હું પેહેરાવું.

**સુભદ્રા**—આપના હાથે તે એમ કરાવાય ? ચાલો, આપની ઇચ્છા છે તો હુંજ સત્વર શૃંગાર સજી લેઈશ. પણ હવે તો એટલી-વારે આપનાથી દૂર રેહેવુ ગમતુ નથી.

**ધર્મપાળ**—દૂર રેહેવાનુ પ્રયોજન પણ શું ? સમીપ રહી ક્યાં અલંકાર નથી સજાતા ?

**સુભદ્રા**—( આંખમાં સ્નેહ ભરી ) મંડિતા સુંદરિઓ પુરૂષોની ચિત્તહારા થાય છે, પણ મંડન સજતી વેળા તો અભાવ આવવાના ભયથી સ્ત્રી વિવિક્ત સ્થાન શોધે છે.

**ધર્મપાળ**—મ્હારી ચતુર પ્રિયા, જડ અને વિષયી પ્રેમને માટે એમ હશે; પરંતુ પુનિત સ્નેહથી મર્દિતા, વિશુદ્ધિ-વારિથી સ્નાતા, અને સરલતારૂપી સૂક્ષ્મ અંબરથી સુશોભિતા, સત્યરૂપી લાવણ્યથી ચિત્તહરા પ્રેમદાને અલંકાર પેહેરતી નિરખતાં કયા શુદ્ધ પ્રેમીનો સદ્ભાવ નથી વધતો ? નિષ્કામ પ્રીતિની તો વૃદ્ધિજ થટે. માટે ચાલો. (એક બીજાનો હાથ પકડી જાયછે.) (નેપથ્યમાં).

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

શોભે યોગ મૃણાલ ને અલિતણો આભા અને ધ્વાન્તનો,
તારા વ્યોમતણો શશી કુમુદનો કાન્તા અને કાન્તનો,
ચિંતા દુર્જનને, વિરામ રવિને, કલ્લોલ ગંગા તટે,
નિદ્રા ધાર્મિકને કળા પ્રકૃતિની આ સંધિ કાળે ઘટે.

**છઠ્ઠો અંક સમાપ્ત.**

# અંક સાતમો.

**સ્થલ,** ભૂર્પાલના મેહેલનીપાસેનો ઘંટાપથ.

(અમરસત્ર અને વિદ્યાધર પ્રવેશ કરે છે.)

**અમરસત્ર**—વયસ્ય, આપણે રાજ્યમહાલયસમીપ આવ્યા, જો.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

જેમાં વ્યાલ, મયૂર, વ્યાઘ્ર, વૃષભો, સત્ત્વો વિરોધી રહે,
ધીકે જ્વાલ તથાપિ તાપહરિણી ગંગા અભંગા વહે,
વ્યાપ્યે ઝેર પિશાચ પ્રેત મરતાં ફૂટે સુધા-નિર્ઝર,
તે કૈલાસ-મહાલયે સ્થિર વસે નિઃસંગ સિદ્ધેશ્વર.

**વિદ્યાધર**—મહારાજ, એ કૈલાસને તો આપે,

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

જેમાં શાન્તિ-સુધા સરે, પ્રણયના નિત્યે ફુવારા ઉડે,
સ્વેચ્છાથી બહુ હંસ-યુગ્મક તરી સંસારસિંધુ, ઉડે,
જ્યાં આનંદ અખંડ, સિદ્ધિ સ્મરણે, સત્કીર્ત્તિ-તેજે ભર્યું,
જ્યાં જાતાં ગતિ કુંઠિતા કુજનની, વૈકુંઠ એવું કર્યું.

**અમરસત્ર**—એમાં મ્હેં શું કર્યું? એ તો મહારાજાધિરાજ સિદ્ધરાજની કૃપા.

**વિદ્યાધર**—અસ્તુ. પણ,

(ગીતિ.)

શઠનિગ્રહને માટે, કૃષ્ણે અર્જુન કર્યો જયમ નિમિત્ત,
આત્મારામ નૃપાલે, ત્હારા ઉપર બતાવી સમ પ્રીત.

**અમરસત્ર**—એ અપૂર્વ પ્રીતિને પાત્ર હું થયો એ પણ તેમનીજ કૃપા.

(સાંભળતો હોય એમ બતાવીને) પણ, સાંભળ, કોઈ રૂદન કરતી આર્ત્તા સ્ત્રીનો સ્વર છે.

**વિદ્યાધર**—(સાંભળીને) એ તો પેલી માયાવતી. સાંભળો, શું વિલપે છે?

(નેપથ્યમાં માયાવતી ગાય છે.)

(રાગ માઢ.)

માયા વિહારી, માની ધૂતારી, ઝાલીને આરી, વ્હેરે આ મ્હારી કાય,
બાંધીને યારી, માનીને પ્યારી, નાથ વિસારી, વ્હેરે આ૦ ટેક.

સાખી.

રગરગ ઝેર વ્હડચું મને લાગી, હૈયામાં આ શી આગ,
કાળુ પડયુ મુખ કજળી કળા ગઈ, રાખ થયા મુજરાગ,
મા'રી થાય ખવારી, હારી રે હારી, થઈ છું અફારી. વ્હેરે આ૦ ૧

સાખી

વિજય કર્યો ત્રણ લોકમાં, મ્હારી, વરતી ભવોભવ આણ,
નાથ કરી વશ પાડયું હતું મ્હેં, દુષ્મનમાં ભંગાણ,
કરી જારી વિજારી, ચેષ્ટા નઠારી, મોહ વધારી. વ્હેરે આ૦ ૨

સાખી.

સેના શ્યેનસમી હતી મ્હારી, પકડી લીધી જ્યમ સ્તેન,
એકલડી હવે હરભડું, આવે, ત્રસ્ત મૃગી-સુખ ફેન,
મને મારી-ઓ-મારી, ઘા કરી કારી, જાત વિદારી. વ્હેરે આ૦ ૩

સાખી.

દંભ ચરિત ખળ કામ ન આવ્યાં, કામ ન આવ્યું સ્વરૂપ,
સ્નેહી સબંધી કામ ન આવે, છોડે યદા વર-ભૂપ,
મીઠી તે થઈ ખારી, વારિમાં છારી, જાણી નિવારી. વ્હેરે આ૦ ૪

સાખી.

વામાતુ બળ વામ શરીરે, અવિદ્યામાં મુજ જોર,
છેદ કરે તેનો, વ્હાર કરો કોઈ, છેક બનો શું કઠોર,
મારા ભ્રાત શિવારિ, યુક્તિ પ્રસારી, લ્યોને ઉગારી. વ્હેરે આ૦ ૫

સાખી.

ઓ-મોઈ-ઓ-મોઈ-હાય-કપાઈ હું, વર્ત્યો છે કાળો કેર,
સજ્જનનાં સુખ મંથન કરતાં, ઉપન્યું હળાહળ ઝેર,
હું તો થઈ છું બીચારી, છે' દર્દ ભારી, ફ્હે છે હસારી. વ્હેરે આ૦ ૬

સાખી.

ચિત્તહરા ગુણી દક્ષ ભલે પણ, પ્રેમ તજે નિજ કંથ,
ચૂલે પડી ચતુરાઈ તજે સહુ, સત્તા પડે પણ પંથ,
મ્હારી શિખ મન ધારી, કામ વિચારી; કરજો સુનારી. વ્હેરે આ૦ ૭

**અમરસત્ર**—બીચારીને બહુ કષ્ટ પડતુ હશે.

**વિદ્યાધર**—એણે શું ઓછુ કષ્ટ દીધુ છે?

**અમરસત્ર**—પણ દુ:ખી ઉપર દયા લાવવી કે નહિ?

**વિદ્યાધર**—કીડીયારાના રોગવાળુ અંગ કાપવામાં દયા શાની?

**અમરસત્ર**—ગમે તેવી તોએ અબળા છે, એની સહાય કરવી જોઇએ.

**વિદ્યાધર**—ધસમસી આવતી કાળી નાગેણને આપના વિના સહાય બીજુ કરે પણ કોણ? શું બોલતા હશે?

(સંધિરાજ પ્રવેશ કરે છે.)

**અમરસત્ર**—(સંધિરાજને) કાકા, વિનયપૂર્વક પ્રણામ કરૂ છું. (બે હાથ જોડી નમન કરે છે.)

**સંધિરાજ**—આયુષ્માન્ થાઓ. કેમ ભાઈ, અહીં ઉભા છો?

**અમરસત્ર**—રાજ્યમહાલયમાં જતાં પેલી બીચારી અનાથ બનેલી દુ:ખિતા માયાવતીનુ ત્રાસમય કરૂણ રૂદન સાંભળી જરા ક્ષોભ થયો.

**વિદ્યાધર**—એમ કહોને કે એને પણ સહાય થવા તત્પર થયા છો. આટલાં ચરિત્ર કર્યાં, આટલાં દુ:ખ દીધાં, તોએ હજી ભાઈ ધરાયા નથી. આતો માથુ કાપનારને પણ ઈનામ આપે એવા છે.

**સંધિરાજ**—શૂરવીરનો તો એજ સ્વભાવ છે.

(ગીતિ.)

ભીષ્મ ઘટોત્કચ જેવા, હારેલાની વ્હડે, વીર, વ્હારે,
મારણશક્તિ ધરે છે, તેજ મહાત્મા વિપત્તિથી તારે.

પણ ભાઈ, આ માયાવતી તો તેનાં કર્મફલ ભોગવે છે. અને કર્મફલના નિયમને અટકાવવા આપ પણ સમર્થ નથી. આરોપીએ પોતાના કૃત્યની શિક્ષા ભોગવવીજ પડે.

**અમરસત્ર**—(જરા આશ્ચર્ય દેખાડી) ત્યારે શું આરોપીઓને શિક્ષા થઈ?

**સંધિરાજ**—હા.

**વિદ્યાધર**—દેહાન્તદંડની કે જીવાન્ત દંડની?

**સંધિરાજ**—એમાંથી એકે નહિ.

**વિદ્યાધર**—(નૈરાશ્ય બતાવી) શું એ પાપીઓને જીવતા મુક્યા? ત્યારે મહારાજાધિરાજે શું કર્યું?

**સંધિરાજ**—મહારાજાધિરાજ તો એવું કંઈ કરતા નથી. તેમણે કંઈ કર્યું નથી. સમય આવ્યે કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે, તેમ આ પ્રસંગે પણ થયું.

**અમરસત્ર**—કો'ને શી શિક્ષા થઈ?

**સંધિરાજ**—સાંભળો.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

શો કર્કોટકશો અમર્ષ બળતો ધીકે બરાડે સહિ,
આંખે અંધ થયેલ મત્સર તણે અંગે ડસે છે અહિ,
પક્ષાઘાત થયો મહાચપલ ને સ્વાર્થી મનોરાજને,
પૃથ્વી માગ ન દે ન મૃત્યુ ઝડપે કંગાલ કૌટિલ્યને,
જિવ્હાગ્રે દૃઢ શૃંખલા પિશુનની છેદાઈ નાસા-અણિ,
ઇચ્છા છે પણ શક્તિ ભોગ રમવા હારી વિહારી તણી,
ચિત્તાકર્પક બાહલું વિષયનું મિથ્યા બન્યું પંજર,
હાલ્યો છે ધનપાળને હડકવા જાતાં બધોએ જર.

**વિદ્યાધર**—વાહરે વાહ, અષ્ટકુટ પણ કુટાયા. ચાલો, જરા ત્યાં જઈ જીભનાં શસ્ત્ર ચલાવીએ.

**અમરસત્ર**—વિદ્યાધર, પતિતને દુઃખ ઉપર ડા'મ ન ધટે, માટે ત્હારૂં શસ્ત્ર મ્યાનમાંજ રાખ.

**વિદ્યાધર**—તમારૂં શસ્ત્ર અજમાવતાં મ્હેં તમને અટકાવ્યા છે કે તમે મને હા ના કરો છો? તે દિવસે તમારો વખત હતો, આજે મ્હારો છે, માટે તમે ના આવો તો ચાલ્યું; હું તો જવાનો.

(વિદ્યાધર જાય છે.)

**અમરસત્ર**—મહારાજ, એ દુષ્ટ પણ દુઃખી મંડળ ઉપર આપને દયા આવે છે?

**સંધિરાજ**—આવે તો ખરી. પણ એમના ઉપર દયા તે દીન ઉપર નિર્દયતા છે.

**અમરસત્ર**—એ તો ખરૂં, પણ આ ધનપાળ શેઠ તો આપણા પરમ મિત્ર ધર્મપાળના પિતા થાય.

**સંધિરાજ**—અને માયાવતી આપણા મહારાજાધિરાજની અર્ધાંગના થાય.

**અમરસત્ર**—યથાર્થ છે, મહારાજાધિરાજને કોઈ પરપોતાનુ નથી. કેવળ ધર્મ ઉપરજ તેમની પ્રીતિ છે.

**સંધિરાજ**—અને સત્ર ઉપર.

(રોળા વૃત્ત.)

જીવરહિત જ્યમ દેહ, ગેહ નરરત્નવિનાનુ,
ચંદ્રરહિત જ્યમ વ્યોમ, ભોમમંડળ વિણભાનુ,
સંસૃતિ સંતતિરહિત શૂન્ય લાગે ને સાલે,
રાજ્યતંત્રમાં ધર્મસત્રવિણ તેમ ન ચાલે.

**અમરસત્ર**—મહારાજ, આપ સ્તુતિ કરો છો. પણ આપજેવા ધીર, પરોપકારી, નિર્માની અને નિઃસ્વાર્થી વિરલ સજ્જનની તો રાજ્યતંત્રમાં અવશ્ય અપેક્ષા છે. (વિદ્યાધર ખડખડ હસતો હસતો પ્રવેશ કરે છે.)

**સંધિરાજ**—કેમ વિદ્યાધર, શું હસે છે?

**વિદ્યાધર**—હજુ તો આ ચાંડાલોને જીવવુ છે, અહો!

(ઇંદ્રવિજય છંદ.)

ઘેર ગયા સહુ ઇંદ્રિય દેવ જરા કરતી ઝટ જર્જર કાયા,
માન ઘટે, જઠરાગ્નિ મટે, બલ બુદ્ધિ સટે, તજતી પણ માયા,
ભોગ બન્યા સહુ રોગ, ગયાં ગુણરૂપ, ચિતા બહિરંતર લાગી,
વાટ જુવે યમરાજ ઉભો, પણ જીવનઆશ ધરે હતભાગી.

**સંધિરાજ**—મૃત્યુને મળવાનુ તે કો'ને મન થાય?

**વિદ્યાધર**—કો'ને તે-

(ઇન્દ્રવિજય છંદ.)

ધર્મ ધરે, શુભ કર્મ કરે, બહુ શર્મ ભરે જગમાં ઉપકારે,
ગેહ તજે, વપુ શૌર્ય સજે, મન સ્નેહ ભજે, જન-દુઃખ નિવારે,
સ્વાર્થ પરાર્થ અભિન્ન ગણે, પરમાર્થ ભણે શમ સત્ય ધરે છે,
તે વિરલા નર મૃત્યુ સમીપ જતાં ઉપશાન્તિ ધરી હરખે છે.

પણ આ પાપીઓ હાથે કરી મૃત્યુ સમીપ ન જાય, તો તેમને ધકેલી મુંકવામાં શો બાધ? મને લાગે છે કે-

(ગીતિ.)

નિર્દય દ્રોહી પાપી, પરપીડારત હરામ હત્યારા,
શોધી શોધી હણવા, પછી બાળવા ઘટે સર્પ-ભારા.

**સંધિરાજ**—વિદ્યાધર, ક્રોધથી તને પણ સ્મૃતિભ્રમ થયો છે કે શું? સ્મરે છે કે?

(ગીતિ.)

બુદ્ધિવિહીન અભાગી, ગંડક મદ્યપ કુસંગ કરનારા,
મસ્ત અને અજ્ઞાની, ઉપર કરવી ઘટે દયાધારા.

**વિદ્યાધર**—શંકરને માત્ર ગળે ઝેર, તેના ઉપર જળધારા, અને આ પાપીને રગે રગે ઝેર ને શ્વાસોચ્છ્વાસે વેર, તેમના ઉપર દયાધારા! વાહ, વાહ, ન્યાય તો ઠીક કર્યો!

**અમરસત્ર**—વિદ્યાધર થઈને પણ મૂર્ખ? અથવા ક્ષણ પણ અમર્ષના સંગનો રંગ તો નથી બેઠો?

**વિદ્યાધર**—અમે વિદ્વાન લોકો નિર્લેપ છીએ. અમને કોઇનો સંગ થતો નથી, કોઇનો રંગ ચ્હડતો નથી.

**અમરસત્ર**—ત્યારે એટલુ નથી સમજતો કે તટસ્થ મહારાજાધિરાજે એવું થવા દીધુ કે એ અધમ મંડળીનો છાયા સ્પર્શ પણ કોઈ કરે નહિ.

**વિદ્યાધર**—પણ કોઈ મૂઢ ફસાય તો?

**સંધિરાજ**—ઈશ્વરે સહુ કોઇને બુદ્ધિ અને ઇચ્છા આપ્યાં છે, તેનો દુરૂપયોગ કરે તેમાં કોઈ શું કરશે?

(ઉપજાતિ વૃત્ત.)

જાણી અગ્નિએ શિર અશ્મ સાથે, બુબે મહાસાગરમધ્ય હાથે,
આંખો છતાં મૂરખ અંધ થાય, તેને કહો શી કરવી સહાય?

માટે જે થયુ છે તે યથાર્થ થયુ છે. (પ્રતિહાર પ્રવેશ કરે છે.)

**પ્રતિહાર**—(અમરસત્રને અને સંધિરાજને પ્રણામ કરી) મહારાજ, અખંડભૂમંડલૈક પ્રતિપાલ સામંતચક્રચૂડામણિ મહારાજાધિરાજ સિદ્ધરાજ, પ્રધાનાદિ રાજ્યમંડળસહિત રાજ્યસભામાં વિરાજમાન થયા છે, અને આપ બન્નેની વાટ જુવે છે. આજ્ઞા કરી છે કે હવે આપ સત્ત્વર પધારો તો ધર્મ્યક્રિયાનો સમારંભ થાય.

**અમરસત્ર**—સત્ત્વર આવીએ છીએ, તમે જતા થાઓ.

(પ્રતિહાર જાય છે.)

**અમરસત્ર**—અહો, મહારાજાધિરાજની શી કૃપા? આપણી પણ તેઓ વાટ જુવે છે! સર્વથા,

(ગીતિ.)

અધિક શક્તિ સેવકને, અધિક શાન્તિ ને અધિક જ્ઞાનં માન,
પૂર્ણકામ પ્રભુ દે છે, પ્રીતિ ધરીને સ્વતંત્ર ભગવાન.
(બન્નેજણ વિદ્યાધરસાથે રાજ્યદ્વારપ્રતિ જાય છે.)

**સંધિરાજ**—(જતાં જતાં) અમર મહારાજ, કહો, આજના આનંદોચ્છવમાં આપણે કેવું વર્ત્તન રાખવું?

**અમરસત્ર**—(હસીને) મહારાજ, એ વાત આપ મને પુછો કે હું આપને પુછું?

(શિખરિણી વૃત્ત.)

પખાલી શું સિંચે મધુર જલ, જ્યાં મેઘ–નૃપતિ?
નહિ આપે દીપ્તિ ગૃહપતિ છતાં દીપક રતિ,
ખરા વિજ્ઞાનીને શિશુજન ક્રિયા શી શિખવશે?
વિશુદ્ધાત્માને શું જડ અમર સન્નીતિ કથશે?

**વિદ્યાધર**—હવે તો ઉચ્છૃંખલતા અને બાલિશતાને બદલે આજ્ઞાપરાયણતા અને ગુરૂતા આવ્યાં છે, માટે આપ આજ્ઞા કરો, સંધિરાજ.

**સંધિરાજ**—મહારાજાધિરાજ જે જે આજ્ઞા કરે તે શિરે ચ્હડાવવી.

**અમરસત્ર**—આપને અને તેઓને પ્રસન્ન કરવા એજ અમારૂ કનિષ્ઠનુ કર્ત્તવ્ય.

**વિદ્યાધર**—(મનમાં) અહો, જેની નિંદા તેની સ્તુતિ કરવાનો વખત પણ આ જગતમાં આવે છે.

(ત્રણેજણ રાજ્યદ્વાર આગળ પહોચતાં દરવાજા ઉઘડે છે. અને પ્રતિહારે કહ્યા પ્રમાણે ભૂપાલ રાજયમંડળસહિત વિરાજમાન છે, એક બાજુ સ્ત્રીમંડળ પણ ઉભુ છે. અમરસત્ર અને સંધિરાજ સવિનય ભૂપાલને પ્રણામ કરી પોતપોતાને આસને બેસે છે.)

**વિદ્યાધર**—જયજય મહારાજ. (અમરસત્રની પાસે ઉભો રહેછે.)

**સિદ્ધરાજ**—પ્રધાનજી, મુહૂર્ત્તકાળ સમીપ વર્તેછે.

**સત્ત્વવર્મા**—જી, હા. (ધર્મપાળપાસે બેઠેલી સુભદ્રાને) બહેન સુભદ્રા, આજનુ મંગળકાર્ય શરૂ કરો.

**અમરસત્ર**—(ધર્મપાળને કાનમાં) શાનુ મંગળકાર્ય?

**ધર્મપાળ**—(કાનમાં) અહુણા જણાશે.

**સુભદ્રા**—જેમ આજ્ઞા. (સાહેલીઓસાથે ગાયન શરૂ કરેછે.)

(ગરબી.)

આજે મંગળસમય આવ્યો આપણે રે,
વાધ્યો ગહન ગભીર આનંદ,
રૂડો વરકર ગ્રહે સખી ફીરતીરે, ટેક
કન્યાબાઈ આજ થાય કુલાઙ્ગના રે,
ગોરી રૂક્મિણી વરે શ્રીવ્રજચંદ્ર રૂડો વર.

સાખી.

વિધિને જેમ સરસ્વતી, હેમકૂટને ગંગ,
કવિને કવિતા વ્હાલી છે, સમુદ્રને શ્રી-રંગ,
એમ પ્રાણથી અધિક વ્હાલી બેટડીરે,
સહુ સુખની સીમાનુ રૂડુ સ્થાન. રૂડો વર. ૧
યોગ્ય ગ્રાહકને આપે રાજા દાનમાંરે,
કા'ડી આપે શું કાળજડાની કોર. રૂડો વર.

સાખી,

પ્હેલું મંગળ વરતીયુ, થાએ જયજયકાર,
વિવ્હલ કીધો નાથને, મારી નેન-કટાર,
લજ્જા લજ્જાલુસમાન ધરે સુંદરીરે,
એનાં ખેંચી લે છે માન અને ધ્યાન. રૂડો વર. ૨
મંદ હાસ્ય કરી અધર હલાવતીરે,
જાણે ભણે વશીકરણનો મંત્ર. રૂડો વર.

સાખી,

બીજુ મંગળ વરતીયું, થાએ થૈથૈકાર,
એક હાથ આગળ ધર્યો, ગ્રહવા નિજ ભરથાર,
જીત્યો જીત્યો છે અમર છતાં શૂરનેરે,
સૂત્રે ગાંઠી કર્યો હૈયાતણો હાર, રૂડો વર. ૩

(ધર્મપાળના કાનમાં અમરસત્ર વાતો કરતો હોય એમ બતાવે છે, અને આશ્ચર્ય દેખાડે છે, અને ધર્મપાળ હસતો જણાય છે.)

રૂડી પુષ્પની કલિએ કર્યો કંતને રે,
જાણ્યો નિજગુણ રૂપ અનુરૂપ. રૂડો વર.

સાખી.

ત્રીજું મંગળ વરતીયુ થાએ ધન્ય ઉચ્ચાર,
કન્યાએ વીરાતણું, હૃદય હર્યું આ વાર,
યોગીરાજને ઉમાએ ચળાવીઆરે,
કર્યો સૂર્યને ઉષાએ રક્ત ભક્ત રૂડો વર. ૪

બાંધ્યો પવન, પંજર પૂર્યો સિંહને રે,
નાની બાળકીના પ્રેમનુ શું જોર. રૂડો વર.

સાખી.

ચોથું મંગળ વરતીયુ, અચરજનો નહિં પાર,
વશ કરતાં વરવશ બની, ચતુરા દે નિજસાર,
આજે "पुण्याहम् पुण्याहम्" બોલાય છે રે,
થઈ પારકી નયનની સુરેખ. રૂડો વર. ૫

(એપ્રમાણે ગાયન થઈ રહ્યા પછી સ્ત્રીઓ પોતપોતાને આસને બેસે છે, અને કોઈ ઉભી રહે છે.)

**સત્ત્વવર્મા**—મહારાજ અમરસત્ર, દીન દુઃખ નિવારણ કરવામાં તમે સદા તત્પર છો, સ્વાર્થ તમે સમજ્યા નથી, સૂર્ય પણ સમયે રાહુગ્રસ્ત થાય છે, તમારૂ શૌર્ય કોઈ વેળા કશાથી ગ્રસ્ત થયુ નથી–થવાનુ નથી. નિરંતર આત્મસમર્પણ કરી અમરસત્ર નામ તમે અન્વર્થ કર્યું છે. અને તેમ કરી મહારાજાધિરાજ સિદ્ધરાજની અનન્ય પ્રીતિ તમે સંપ્રાપ્ત કરી છે, તો યોગ્યવર જાણી પોતાની તેજોમયી ગુણવતી આનંદદાયિની અને ઉપશમની અધિષ્ટાત્રી એકની એક નંદિની અચલા સત્યકીર્ત્તિને મહારાજાધિરાજ તમને કન્યાદાનમાં આપે છે, તે સ્વીકારો.

**અમરસત્ર**—(આશ્ચર્ય દેખાડતો સલજ્જ થઈને) આ શું? મ્હારાઉપર આટલો બધો ઉપકાર? (અચકાય છે.)

**ધર્મપાળ**—મહારાજાધિરાજની આજ્ઞા સ્વીકારો, વયસ્ય.

**અમરસત્ર**—આ તે આજ્ઞા કે દયા? કૃપાનાથના આ પારિતોષને હું પાત્ર છું?

**વિદ્યાધર**—(અમરસત્રને કાનમાં) લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ને વાર શાની કરો છો? જાઓ લ્યો દાન, નહિ તો રહેશો કુંવારા.

**સત્ત્વવર્મા**—અમર, ત્હારી પરીક્ષા તને નથી. કૌસ્તુભની પરીક્ષા સર્વદર્શી કૃષ્ણપરમાત્માને હતી. પરાર્થે સર્વસમર્પણ કરનારનેજ સત્યકીર્ત્તિ વરેછે; માટે મહારાજાધિરાજની આ કૃપાનો અંગીકાર કર.

**અમરસત્ર**—જેમ આજ્ઞા. (ઉઠીને નમિત વદને મહારાજાધિરાજપાસે જાય છે, એટલે રાજા અમરસત્રના હાથમાં સત્યકીર્ત્તિનો હાથ મુકે છે. જયજયના શબ્દ થાય છે, વાદિત્ર વાગે છે, બંદુકના ભડાકા થાયછે અને નેપથ્યમાં નીચેપ્રમાણે મંગળપાઠ બોલાયછે.)

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

श्रीतातोदरमंथनामृतवरः श्रीदायकः श्रीपतिः
श्रीमच्छारदचंद्रशेखर महाकालातिगोमापतिः ।
श्रीवेश्मोद्भवसृष्टिकल्पनपरो विद्यापिता धन्ययो-
रद्वैतं वरकन्ययोः स्थिरधियोः कुर्यात्सदा मंगलम् ॥
सच्छक्तिर्जगदंबिकाऽसुरहरा काली जगद्धारिणी
चिद्रूपा च सरस्वती भगवती मायातमोध्वंसिनी ।
भद्राणामधिदेवताऽधिकतरंलक्ष्मीर्जगत्पालिनी
कल्याणं विदधातु पातु भवतो कुर्यात्सदा मंगलम् ॥

ઇચ્છાથી સ્રજે, આ સમષ્ટિ, સ્થિતિમાં રાખી, કરેછે લય,
"सच्चिद्रूप" અનાદિ અક્ષર અને આનંદનુ આલય,
પામે પાર ન યોગ સાંખ્ય શ્રમથી, તર્કો થયા જ્યાં અલમ્
તે સાક્ષી પરબ્રહ્મ આ યુગલનું "कुर्यात् सदा मंगलम्".

(એ રીતે મંગળપાઠ થઈ રહ્યા પછી,)

**સિદ્ધરાજ**—પુત્ર અમરસત્ર, પરસ્ત્રીનુ રક્ષણ કરનારને સ્વસ્ત્રી સાચવવાનુ કેહેવુ એ અયોગ્ય છે; સર્વ જગત્ પ્રાણિમાત્ર ઉપર પ્રીતિ રાખનારને વધૂ ઉપર વ્હાલ રાખવાનુ શિક્ષણ પણ અસ્થાને છે. પવિત્ર સત્યકીર્ત્તિના ગુણના કથનમાં ત્હારી ગુણજ્ઞશક્તિને દોષ આવે છે. તો હવે કન્યા આપી તને એટલુજ કહું છું કે-

(વસંતતિલકા વૃત્ત.)

મિથ્યા સ્વકલ્પિત સુકીર્ત્તિ-પ્રસાદમાટે,
મિથ્યા મથે સતત જીવ અનેક ધાટે,
આભાસ નશ્વર સટે બનતા પતંગ,
(પણ) તું સત્યકીર્ત્તિ પરણ્યો કરી ધર્મ-સંગ.

જે (શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

શુદ્ધાન્તઃકરણે પ્રસન્નવદના શાન્તા સદાનંદિતા,
પ્રજ્ઞાજ્ઞાનપ્રકાશિતા દૃઢવ્રતા સૌહાર્દથી મંડિતા,
સત્સંકલ્પવતી મહા સુકૃતમાં મગ્ના રમાડી રમે,
જીવન્મુક્તિ ઋતા ઋતંભરસુતા સાક્ષાત્ તને જો નમે.

**અમરસત્ર**—પિતાજી, શું કહું? પરંતુ,

(શિખરિણી વૃત્ત.)

કૃપાથી સત્કીર્ત્તિ કરગ્રહણ કીધું ઉમળકે,
હઠે પૂરા પ્રેમે હૃદય–ફલકે ધારૂ ચટકે,
શિરે આજ્ઞા ધારૂ સુતતુ કુલજા-પ્રીતિ વધવા,
બનાવું તેજસ્વી અધિકતર આ સ્નિગ્ધ સધવા.

**સંધિરાજ**—યથાર્થ છે, આજસુધી કુમારિકા રહેલી સત્યકીર્ત્તિ તમારા જેવા યોગ્ય વરને પામીનેજ સધવા થઈ છે.

**અમરસત્ર**—અથવા,

( રોળા વૃત્ત. )

ધર્મ સત્યનો સંગ વાસના ઉચ્ચ પ્રસરજો,
સંધિ સત્ત્વસંબંધ ઇષ્ટ ગુણગાન શિખવજો,
આપ વસ્તુ–યાથાર્થ્યે કૃપાથી મનમાં ધરજો,
કીર્ત્તિ માલતી કલિ યોગ્ય આ મધુકર કરજો.

**સિદ્ધરાજ**—તથાસ્તુ. પુત્ર હવે તમે ઉભય ઉચિત આસને બેસો. ( ધર્મપાળ અને સુભદ્રાનીપાસે બન્નેજણ બેસે છે. )

**સત્ત્વવર્મા**—મહારાજ સંધિરાજ, સજ્જનના રક્ષણાર્થે આપનો ભગીરથ શ્રમ જોઈ મહારાજાધિરાજ પ્રસન્ન થયા છે. અપમાન વેઠી, કષ્ટ સહી, દૈન્ય ધરી, કેવળ પરાર્થે આપે ચંદનવૃક્ષસમ ગળે સર્પ વિંટાળ્યા, માથે મર્કટ કુદાવ્યા, અને અંગ ઘસાવ્યાં. એવી આપની ઉદાર વૃત્તિને ઉચિત સ્થાન કોશાધ્યક્ષતુ છે, તે પદ મહારાજાધિરાજે આપને સમર્પ્યું છે. જેમ આપના દેહનો તેમજ રાજ્યલક્ષ્મિનો પણ સદ્વ્યય કરજો. ( પારિતોષ આપે છે. )

**સંધિરાજ**—( પારિતોષ લેતો લેતો )

( હિંડી. )

ભૂત ને ભવિષ્યમાં નથીજ મ્હારૂ,
વર્તમાનમાં શરીર–શસ્ત્ર ચારૂ,
પરહિતાર્થે ના ઘસાયું હોત લેશ,
મને મારી દેત પ્રેત કેરો વેશ.

તો સ્વાર્થનેમાટે કરેલી ક્રિયામાં પણ પરાર્થ જોનાર મહારાજાધિરાજની કૃપાવિના આમાં હું તો અન્ય કંઇ જોતો નથી.

**વિદ્યાધર**—ન દેખતા હો તો આપો મને લક્ષ્મીતુ આધિપત્ય.

( સંધિરાજ પરિતોષ લેઈ બેસે છે. )

**સત્ત્વવર્મા**—આર્ય સત્યશાલિન્, આ સઘળી પ્રપંચરચનામાં તમે અસંગ રહ્યા છો. કેવળ નિઃસ્પૃહ રહીને તમે માત્ર સત્યનીજ સેવા કરી છે. વળી સ્થિતપ્રજ્ઞ છો, માટે મહારાજાધિરાજ આપને ન્યાયાધીશનુ પદ આપે છે, તે સ્વીકારો. ન્યાયાસન ઉપર બેસી સુજનને અભય, દુર્જનને દંડ અને પ્રજાને સંતોષ આપજો. (પારિતોષ આપે છે.)

**સત્યશાલી**—( પારિતોષ લેતો લેતો )

( ગીતિ. )

સત્ય શોધવા શક્તિ, સત્ય પાળવા ધૈર્ય સિદ્ધરાજે,
આપ્યાં છે તો તત્પર, સેવક છે ન્યાય આપવા કાજે.

( પારિતોષ લેઈ બેસે છે. )

**સત્ત્વવર્મા**—મેધાવી અને કરણદાન, તમે બન્નેએ પણ આ રાજ્યની સેવા સારી કરી છે. વિષયના પ્રપંચ જોવામાં, તેના યથાર્થ સ્વરૂપનુ ભાન કરાવવામાં, આપણા સૈન્યનાં ફૂટેલાં સત્ત્વોને વીણી કાઢવામાં, શુદ્ધ શૂરને સાવધ રાખવામાં, તમારૂ કૌશલ અનુપમ છે. તે જોઈ મહારાજાધિરાજ તમો મેધાવીને રાજ્યના કોટવાળ ઠરાવે છે. રાજ્યમાં શઠો ન પેસે, પરસ્પર વિરોધ ન થાય, સંપથી અન્યોન્યનુ બળ વૃદ્ધિ પામે, ધર્મ્યક્રિયા સતેજ રહે, કલિનો પ્રવેશ ન થાય, અને સુખનો કોટ તુટે નહિ, એ સહુ તમારે જોવાનુ છે. કરણદાન, તમને દશ ગોપુરના અધિષ્ઠાતા ઠરાવ્યા છે. બળતા, અંધા, અભાગી, અને નિઃસત્ત્વ વિકારોથી બનેલાં પ્રેત પણ દીન જનને હાસ્યાસ્પદ નથી. માટે રખેને બહિઃપ્રસ્થના સત્ત્વોને અંતઃપ્રસ્થમાં પ્રવેશાવી પાપીમંડળ પ્રજાને રંજાડે નહિ એ વાત ઉપર તમારે લક્ષ રાખવાનુ છે. ( પારિતોષ આપેછે. )

**મેધાવી અને કરણદાન**—( પારિતોષ લેતા લેતા. )

( ઇન્દ્રવિજય છંદ. )

સર્પતણુ વિષ, કામિનીની હઠ, અંગતણો પણ સંપ ધરેછે,
છે ધૃતરાષ્ટ્રનુ દુષ્ટવિષે બળ, દ્રોણ-તનૂજનુ વૈર ધરેછે,
નીતિ અને દૃઢ નિશ્ચય, શુક્ર અને ધ્રુવનો, ગિરિશા બહુ ટેકી,
આપવિના ન પરાજિત થાય, છતાં ધરશું યમ-લેખક-નેકી.

( પારિતોષ લેઈ બેસે છે. )

**સત્ત્વવર્મા**—મહારાજ ધર્મપાળ, તમારાં કૃત્ય સુપ્રસિદ્ધ છે, સ્તુતિ અસ્થાને છે. સ્વયંપ્રકાશનાં વર્ણન કેવાં? ગગનને બીજી ઉપમા

હોય નહિ, તેમ આપ તે આપ છો. માટે કૃપા કરી આપનેજ યોગ્ય એવું યુવરાજપદ મહારાજાધિરાજ આપને આપે છે, તે સ્વીકારો.

( ઉપજાતિ વૃત્ત. )

જયન્ત પ્રદ્યુમ્ન અને કુમાર, સમાન જાતે ધરમાવતાર,
સદા સુભદ્રા નિજ અંક ધારી, સત્સંગ કલ્યાણ કરો હતારિ.

( પારિતોષ આપે છે. )

**ધર્મપાળ**—( પારિતોષ લેતો લેતો ) મહારાજ,

( રોળા વૃત્ત. )

યોગ સુભદ્રાતણો હૃદયમાં હર્ષ ભરેછે,
અમર કીર્ત્તિનાં લગ્ન મગજને શાન્તિ ધરેછે,
ઘટિત પાત્રનો ઉદય રગેરગ સુખ દે ભારી,
અપૂર્વ નૂતન દયા હવે ક્યાં રાખું ધારી ?

અથવા— મલિન સત્ત્વ સહુ પળ્યાં દયા શુદ્ધોદકસ્નાને,
સત્ય સત્ત્વ સંપર્ક ચોપડ્યું ચંદન વાને;
મિષ્ટ સુભદ્રા-દૃષ્ટિ કંઠ રત્નાવલિ સારી,
આપતણું પુત્રત્વ મુકુટ રહુ શિરપર ધારી.

માટે મહારાજાધિરાજની કૃપાનો અંગીકાર કરૂ છું. પરંતુ, વિનંતિ એટલીજ કે આત્મદોષ જોવાની અને સુધારવાની શક્તિ આપશો.

**સિદ્ધરાજ**—અસ્તુ.

**સંધિરાજ**—( ધર્મપાળને ) મહારાજાધિરાજે તો આપને ભલે વરદાન આપ્યું, પણ આપનામાં દોષનો સંભવજ નથી. ધર્મ દોષરહિત છે.

**ધર્મપાળ**—એમ મા બોલો-સંધિરાજ,

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત ).

છે દોષાકર ચંદ્ર, વાત રવિમાં ચાંચલ્યતા ચંડતા,
પૃથ્વીમાં જડતા, અધોગતિ જલે, કંજે રહે ક્ષીણતા,
બ્રહ્મામાં અવિવેક, ક્રોધ હરમાં, શક્રે અસૂયા ધરી,
સર્વે વસ્તુ સદોષ સંસ્રૃતિવિશે "निर्दोष एको हरिः" (બેસેછે.)

**સત્ત્વવર્મા**—યથાર્થ છે, પણ મહારાજાધિરાજનુ આશિર્વચન છે, કે તમે સર્વે

( હિંદી )

ભૃંગ સંગથીજ કીટ બને ભૃંગ,
બની કૃષ્ણ, ગોપી, રાખી કૃષ્ણસંગ,

પામે જ્ઞાની-"અસ્તિ ભાતિ પ્રિય"સ્વરૂપ,
તમે સિદ્ધ બનો પામી સિદ્ધ ભૂપ.

**વિદ્યાધર**—અરે, હું તો રહી ગયો, શાનો આશીર્વાદ દો છો?

**સત્ત્વવર્મા**—શેમાં રહી ગયો ?

**વિદ્યાધર**—રાજ્યના સન્માનમાં.

**સત્ત્વવર્મા**—( જરા હસીને ) તું વિદ્યાધર, ત્હારે રાજ્યસન્માનની શી અપેક્ષા ?

**વિદ્યાધર**—કેમ વારૂ, મ્હારે નહિ ને તમારે ખરી કે ?

**સત્ત્વવર્મા**—મ્હારે પણ નહિ ને ત્હારે પણ નહિ.

**વિદ્યાધર**—આપ તો પ્રધાનપદ લેઈને બેઠા છો. શત્રુ માર્યા ને સ્નેહીને તાર્યા, દબાવી રાણી ને સત્તા લીધી તાણી, હવે શું બાકી રહ્યું છે લેવાનુ ? ( રાજા અને પ્રધાન મંદ મંદ હસે છે. )

**અમરસત્ર**—વિદ્યાધર, સામ્રાજ્ય સભામાં વિવેકથી બોલવુ ઘટેછે.

**વિદ્યાધર**—પોતપોતાનુ લેઈને બેઠા એટલે ડાહી ડાહી વાતો કરતાં સહુને આવડે. પણ-

**સંધિરાજ**—કૃપાનાથ, ખરે, આપે સર્વઉપર દયાદૃષ્ટિ કરી, પણ અમારા જેવાં નિર્જીવ સત્ત્વોને જીવ આપી વિષયમંડળને હઠાવવા યોગ્ય બનાવનાર આ અપરાજિત પ્રશાન્તમૂર્ત્તિ પ્રધાનજીને રાજ્ય-સન્માન થવું ઉચિત છે. ( પ્રધાન હસે છે. )

**ભૂપાલ**—( પ્રધાન સામે જોઈ હસીને ) શું સન્માન ઘટે ? સંધિરાજ.

**સંધિરાજ**—કૃપાનાથ, શું, તે કેહેવા હું સમર્થ નથી, પરંતુ અમારા સર્વ કરતાં વધારે.

**ભૂપાલ**—હવે વધારે શું રહ્યું છે ? હતુ તે તો આપી દીધુ.

**વિદ્યાધર**—અરે, પણ મ્હારી વાત કરો ને, પ્રધાનને તો ઘણુએ મળ્યુ છે.

**સંધિરાજ**—ઉભો રેહે-ઉભો-વાત કરવા દે.

**વિદ્યાધર**—મહારાજાધિરાજની લક્ષ્મીનો આવો વ્યય કરશો કે? જાણુતા નથી કે અહીંથી વિમુખ જઈએ તો ઘેરથી પણ ઘરવાળી વિમુખ કરે ?

**સત્યકીર્તિ**—( સુભદ્રાને કાનમાં ) તે પત્નીઓ પતિને વિમુખ કરતી હશે ?

**સુભદ્રા**—(હસીને કાનમાં) બ્હેન, સતીઓ તો ના કરે, અસતી હોય તે કરે.

**સત્યકીર્તિ**—(કાનમાં) પણ તે સ્ત્રીઓ કેમ કેહેવાય? આપણે તો પતિને પ્રસન્ન કરનારીઓ.

**સુભદ્રા**—(કાનમાં) યથાર્થ કહો છો બ્હેન, આ વિદ્યાધરની સ્ત્રી પણ સતી છે. આ તો એના સ્વભાવ પ્રમાણે એ ટીખળ કરે છે.

**સત્ત્વવર્મા**—એ વાત તો ધ્યાનમાં લેવા જેવી. એના ઘરમાં કલેશ થાય એવું તો ના કરવુ જોઇએ-મહારાજાધિરાજે.

**સંધિરાજ**—મહારાજાધિરાજ, પ્રધાનજીના સંબંધે મ્હારી વિનંતિ પ્રથમ સ્વીકારવી ઘટે છે.

**ભૂપાલ**—(ગંભીર વદન કરી) સંધિરાજ,

(હિંડી.)

સત્ત્વ મ્હારૂ અજર અમર છે શરીર,
એમાં શરીરિ હું ઠરૂ પ્રશાન્ત સ્થિર,
થયુ ઐક્ય ત્યાં કહો ઘટે શું માન,
હું તે એજ એમ ગણી કરો પ્રણામ.

(હર્ષના નાદ થાય છે. સહુ કોઈ ઉભા થઈ પ્રધાનને પ્રણામ કરે છે.)

**વિદ્યાધર**—હવે મ્હારૂ કંઈ કરવુ છે?

**સંધિરાજ**—મહારાજ, આ વિદ્યાધરઉપર પણ થોડી દયા કરવી ઘટે છે.

**વિદ્યાધર**—કેમ વારૂ થોડી? મ્હેં તમારાથી શું ઓછુ કર્યું છે?

**અમરસત્ર**—ત્યારે ત્હેં શું વધારે કર્યું છે કે આમ શિરશ્છત્રની આયના મુકે છે?

**વિદ્યાધર**—એમ કે? આ મ્હારા જેવું તો તમારાથીએ ન થાય. મ્હેં કર્યું છે એવું કોણ કરનાર છે?

**સત્ત્વવર્મા**—એમ? કેહે જોઇએ શું કર્યું છે?

**વિદ્યાધર**—જો જો હો-કહી દેઈશ. પછી કોઈને ખોટુ લાગે તો મ્હારે માથે નહિ.

**સત્ત્વવર્મા**—વારૂ, કેહે.

**વિદ્યાધર**—(અંગુઠાથી વેઢા ગણુતાં) આ-એક તો-સુભદ્રા બ્હેનને આત્મહત્યા કરતાં અટકાવ્યાં. (સહુ કોઈ આશ્ચર્ય પામે છે.)

**અમરસત્ર અને ધર્મપાળ**—એ શું? વિદ્યાધર, શું કહે છે?

**વિદ્યાધર**—પુછો સુભદ્રા બ્હેનને-(સુભદ્રા નીચુ જુવે છે, ધર્મપાળ તેણીના સામે જોઈ રેહે છે.)

**અમરસત્ર**—બ્હેન, આ વાત સાચી?

**સુભદ્રા**—(નીચુ જોઈને) ભાઈ, હા. (અમરસત્ર ખેદ બતાવે છે.)

**સત્ત્વવર્મા**—ભગિની, આત્મહત્યાની કોશીશનુ કારણ કહો કે સર્વેનાં આશ્ચર્ય અને ખેદ બંધ પડે.

**સુભદ્રા**—કારણ ધર્મનો વિરહ.

**ધર્મપાળ**—(કાનમાં) પ્રિયે, ધર્મવિયોગે મરણયોગ સધાય કે? (તેનો હાથ પ્રેમમાં દબાવે છે.)

**સંધિરાજ**—પતિનો વિરહ કે સ્થળાન્તર?

**સુભદ્રા**—કાકાજી, સતીને તો પતિનુ સ્થળાન્તર એજ પોતાની અવસ્થાન્તરનુ યોગ્ય નિમિત્ત છે. વળી જીવનવિયોગ કરતાં મરણયોગ શ્રેયસ્કર જણાય છે.

**વિદ્યાધર**—એ વાત તો ખરી.

(ગીતિ.)

લવણહીન ભોજનસમ, રમણહીન ભોગ પ્રેમદા માણે;<br>વર-શ્વસન ઉડી જાતાં, વરાઙ્ગના વપુ-વિયોગ હિત જાણે.

**સત્યકીર્તિ**—(સુભદ્રાને ઠપકો દેતી હોય એમ બતાવીને) તે આપણે એમને આઘા ખસવા શીદ દેઈએ જે?

**સુભદ્રા**—બ્હેન, આપણા કરતાં પતિનુ ધર્મ્યકાર્ય વધારે મોઘુ છે, તેમાં આપણાથી કેમ અંતરાય થાય?

**સત્યકીર્તિ**—ત્યારે સાથે જઈએ.

**વિદ્યાધર**—મનમાં તો સ્મરણ ભૂત ભરાયુ હોય, અને સાથે પણ એક લફરૂ હોય, ત્યારેજ ધર્મ્યકાર્ય થાય તો.

**ધર્મપાળ**—વિદ્યાધર, એમાં લફરૂ શાનુ? "ગર્થે ગાંઠે, વિદ્યા પાઠે, અને સ્ત્રી સાથે." એ તો તું રોજ કેહે છે.

**વિદ્યાધર**—એ તો કેહેવાનુ, કરવાનુ નહિ.

**સત્યકીર્તિ**—એ ગમે તેમ હોય, પણ હું તો મ્હારા વરથી જરાએ છેટી રેહેવાની નથી, જ્યાં એ ત્યાં હું, ને જ્યાં હુ ત્યાં એ.

**સુભદ્રા**—બ્હેન, એમજ જોઈએ. પરંતુ વિધિના લેખ કોણ જીતી શકનાર છે ?

**સત્યકીર્ત્તિ**—મ્હારા ને ત્હારા વર. બીજો કોણ જીતે ? પણ પિતાજી, આપે બધાને માન અને વરદાન આપ્યાં, મને કંઈ આપોને.

**ભૂપાલ**—( હસીને ) અમરસત્ર જેવો તને પતિ આપ્યો, હવે બીજુ શું જોઇએ, બેટા.

**સત્યકીર્તિ**—પિતાજી, જોઇએ એટલુ કે,

( માલિની વૃત્ત. )

રવિ શિવ વરથી ર્‌હે, છો પ્રભા શક્તિ છૂટાં,
પુરૂષપ્રકૃતિ ક્યારે થાય છોને વિખૂટાં,
યમ વિધિ હરિ લે છો, પ્રેમતુ શુદ્ધ વિત્ત,
પણ અમરસમીપે કીર્તિ ર્‌હે નિત્ય નિત્ય.

( ભૂપાલ હાસ્ય કરી પ્રધાન સામુ જુવે છે. )

**સત્યકીર્તિ**—પિતાજી, એમાં પ્રધાનજી સામુ શું જુવો છો ? એટલુ તો વરદાન આપવુ પડશે–દીકરીને.

**સત્ત્વવર્મા**—કેમ બહેન, એટલામાંજ પરાધીન થઈ ગયાં કે ? ( સત્યકીર્તિ સલજ્જ થઈ નીચુ જુવે છે. )

**સુભદ્રા**—પ્રધાનજી,

( વસંતતિલકા વૃત્ત. )

મંદાકિની ધવલ નિર્મલ સ્નેહરાશી,
ઉચ્છૃંખલા અસરલા અવશા વિલાસી,
ધીરો બલી જનક નિશ્ચલ શૈલ–ભૂપ,
રત્નાકરે પણ કરી વશ એક રૂપ.

માટે જે થયુ તે યથાર્થજ થયુ છે. દુહિતાની પ્રથમ વિજ્ઞપ્તિ સ્વીકારવી ઘટે છે–મહારાજાધિરાજે.

**ભૂપાલ**—અસ્તુ, પણ પુત્રી, જોજે હોં, પતિને લાયક થજે.

( વસંતતિલકા વૃત્ત. )

દિક્કાલ પાર ગતિ ઉજ્જવલ દિવ્ય ત્હારી,
તે પાર છે અમરસત્ર તણી ખુમારી,
સેવા કરી પતિ કૃપામય પુષ્પવાડી,
ધારી શિરે તુજ સુગંધ વધાર લાડી.

**સત્યકીર્તિ**—(બે હાથે નમન કરીને) જેવી પિતાજીની આજ્ઞા.

**અમરસત્ર**—પિતાજી, સાથે એમ પણ કહોને કે,

(મંદાક્રાન્તા વૃત્ત.)

અંગે વાંકો, કઠિણ હૃદયે, ધારતો રોમ કાંટા,
મિથ્યા માની, પવનવશ છે, કા'ડતો ખૂબ ફાંટા,
એવો ત્હારો રમણ તરૂ શો અગ્નિ ધારે સ્વભાવે,
દે શોભાવી કુસુમલતિકા, વિંટળાઈ સુભાવે.

**સત્યકીર્તિ**—(સુભદ્રાને કાનમાં) બહેન, આ અમથા અમથા મિથ્યા સ્તુતિ શાને કરતા હશે ? મ્હારામાં તે એવું શું છે જે ?

**સુભદ્રા**—(કાનમાં,) બહેન, એ તો પ્રિયાને પ્રસન્ન કરવાના પ્રેમી જનના વિલાસ છે, તેમાં તું તો નવોઢા છે.

**સત્યકીર્તિ**—(કાનમાં) તે નવોઢાને પ્રસન્ન કરવા અતિશયોક્તિ થાય કે ?

**સુભદ્રા**—(કાનમાં) ત્હારેવિશે સર્વ સંભવે છે, અતિશયોક્તિ નથી.

**સત્ત્વવર્મા**—અમરસત્ર, અને સત્યકીર્ત્તિ,

(સોરઠો.)

ઇંદ્ર ધરાની જોડ, પ્રેમે ફળ દે જગતને,
પૂરો જનના કોડ, તેમ યુગલ તમ બેયનુ.

**વિદ્યાધર**—પણ મ્હારૂં શું? મ્હેં બીજું કર્યું તે હજી સાંભળવુ છે?

**ભૂપાલ**—વિદ્યાધર, તને તું કેહે તેજ વરદાન આપવુ છે, માટે માગ.

**વિદ્યાધર**—હું શું માગું ? યમરાજનીપેઠે કાતર લેઈને આ સંધિરાજ બેઠા છે તે હું જે માગીશ તેમાં કાપશે; માટે આપજ આપની મ્હોટાઇપ્રમાણે આપોને. (મનમાં બોલતો હોય એમ દેખાડીને) એમને કંઇ આપવાનુ હોય, અને આપણે કંઇ માગી બેસીએ, તો ઉલટુ નુકસાન થાય, માટે બીજું આપશે તો આપણુ ધાર્યું ક્યાં ફરી નથી મગાતું ?

**સંધિરાજ**—વિદ્યાધર, મહારાજે આજ્ઞા કરી તો તુંજ માગ.

**વિદ્યાધર**—અમે કોઇનુ કહ્યું માનનાર નથી. મહારાજાધિરાજનુ માનીશું.

**ભૂપાલ**—તું વિદ્યાધર છે માટે ત્હારેજ માગવું પડે; જે ઇચ્છા હોય તે કેહે.

**વિદ્યાધર**—જેમ આજ્ઞા. (જરા વિચારીને) જુઓ ત્યારે, બૈરી તો છે. ભણી નહિ પણ ગણી ખરી. લાંઠે ખરી ને ગાંઠે ખરી. ગમે

તેવી તોએ શાસ્ત્રપ્રમાણે પરણી છે અને મ્હારી તે પરભારી થવાની નથી.

**સત્યકીર્તિ**—(સુભદ્રાને કાનમાં) આ વિદ્યાધર વારે વારે કેમ આમ પોતાની સ્ત્રીનુ અપમાન કરે છે?

**સુભદ્રા**—(કાનમાં) બહેન, એ પણ પ્રણયનો ચસકો છે. પ્રિયાનુ માનવધારે છે, માટે અપમાન કરતો હોય એમ દેખાડે છે.

**વિદ્યાધર**—તેમ આપણે વિદ્યાધર થયા, તે એક ઉપર બીજી લવાય નહિ. વંશ કે વિષયની લાલચે અજ્ઞાની પુરૂષો એક મ્યાનમાં બે તરવારો કરવા જાય, પણ તે પોતાના સંહારનેજ માટે. ત્યારે એ તો હવે નહિ. ધન પણ શું કરવા માગુ? જોઇએ તેથી વધારે મહારાજા અમરસત્રે આપ્યું છે. તો એથી વધારેને કરૂ શું? આપણે વિદ્યાધર, સંતોષ એજ આપણુ ધન, ન લૂટાય ન ચોરાય. તેમ સંતોષવિના સુખીયે કોણ થયો? જુઓ, સંતોષવિના તો–

(હરિણી વૃત્ત.)

ધનપતિ તણી લંકા લીધી, મયે તનુજા દિધી,<br>
દશમુખ મળ્યાં, રત્નો આપી ભજે જળનો નિધિ,<br>
સુર અસુર બે ભાવે સેવે, બને પરિ કિંકરી,<br>
પણ અધમને સીતાકાંક્ષા થતાં કમળા સરી.

ત્યારે એ પણ રહ્યું. ગિરાસ પણ નકામો છે, કારણ એને મુંકીને મ્હારે જવુ પડે. પૃથ્વી કોઈની થઈ નથી, કોઈની થવાની નથી; એનુ મ્હારે કામ શું? છેલ્લી રહી વિદ્યા. તે તો આપણે જિહ્વાગ્રે છે. ત્યારે ચિરંજીવ થવાનુ માગુ! પણ રહો, એમાં એ શો માલ? આપણે બહુ જીવ્યા ને છોકરાં મરી ગયાં કે બાઈડી ગઈ તો શૂન્ય અરણ્યમાં શુષ્ક વૃક્ષ જેવા આપણે શું કરનાર છીએ? એ તો મરણ પણ સમયે સારૂ છે, ત્યારે માગુ શું? (વિચારમાં પડે છે.)

**સંધિરાજ**—વિદ્યાધર, કેમ વિચારમાં પડ્યા? આપો આપો કેહેતા હતા તે માગોને હવે.

**વિદ્યાધર**—(ચોંકીને) તે એમ ઉતાવળથી કામ ન બને; બેવાર વિચારીયે ત્યારે એકવાર બોલીયે, મહારાજ.

**અમરસત્ર**—માગ માગ, જે માગતો હઉ તે દઉં.

**વિદ્યાધર**—(વિચારીને મનમાં) હા, એજ માગું. (તાણીને) કહો મહારાજાધિરાજ, આ અધર્મ ટોળાને આપે જીવતુ કેમ રેહેવા દીધુ?

**અમરસત્ર**—એ તે કંઈ માગણી છે? કેમ જીવતુ રૂહેવા દીધુ, તે મહારાજાધિરાજની ઇચ્છા.

**વિદ્યાધર**—પણ વગર કારણે મહારાજાધિરાજની ઇચ્છા હોય?

**સત્ત્વવર્મા**—માગણી કરવામાં આવા પ્રશ્નનો અવકાશ નથી, પણ ત્હારી વિદ્યામાં એટલી ખોડ સુધારવાને કહુ છું, તે સાંભળ.

(રોળા વૃત્ત.)

સંસૃતિમાંનાં દ્વંદ્વ વિરોધી સ્નિગ્ધ વિચારી,
યોગ્ય યોજના થતાં પરસ્પર છે હિતકારી,
ક્રોધ લોભસમ ભૂત સુખદ જો રૂહે નિજ માને,
વણ કારણ કો પાત્ર નિભાવે કર્તા શાને?

**વિદ્યાધર**—ઠીક, ત્યારે હવે માગું એ કે જ્યાં આપણે જઇએ ત્યાં એ ટોળુ ન રેહે.

(ગીતિ.)

હનુમાનતણી હાકે, ભાગે દશમુખતણુ કુટિલ ટોળુ,
ત્યમ મુજથી એ નાસે, નહિ તો ચાંચણસમાન હું ચોળુ.

**ભૂપાલ**—(હસીને) અરે, નિઃસ્વાર્થી વિદ્યાધર, છેવટે ત્હેં એજ માગ્યું કે?

**વિદ્યાધર**—એ ઓછુ છે? જ્યાં એ નિશાચરો તિમિર ફેલાવશે ત્યાં આપણે જ્ઞાનપ્રદીપ લેઈ શોધી કા'ડી એમને હાંકી કા'ડનારા છીએ.

**ભૂપાલ**—(પ્રસન્ન થઈને) તથાસ્તુ.

**વિદ્યાધર**—(પ્રસન્નતા દેખાડી) તમારૂ કલ્યાણ થાઓ, મહારાજાધિરાજ.

**અમરસત્ર**—વિદ્યાધર, તું કોણ મહારાજાધિરાજને આશીર્વાદ દેનારો? અવિવેકની પણ સીમા હોય છે.

**વિદ્યાધર**—આપ છાનામાના બેશી રહોને. અમે ન હત તો મહારાજાધિરાજને ઓળખનાર કોણ હતુ? જાણો છો કે વિદ્યાધર ન હત તો બધાંએ અંધારામાં રેહેત?

**ધર્મપાળ**—સિદ્ધરાજ મહારાજનુ તેજ તિમિરનાશક છે.

**વિદ્યાધર**—દેખે તેને.

**સંધિરાજ**—અલ્યા, બધાને અંધ જાણછ કે શું?

**વિદ્યાધર**—અંધ કે દેખતા, પુછો મહારાજાધિરાજને, આંખના કાચ કોણે સાફ કર્યા?

**ભૂપાલ**—વિદ્યાધરે (સહુ કોઈ આશ્ચર્ય પામે છે.)

**સત્ત્વવર્મા**—તે બદલ બીજુ કંઈ માગવું છે?

**વિદ્યાધર**—બીજુ એ કે જેમ આ સભામાં મ્હારૂં સન્માન થયું તેમ કાળગતિપર્યંત મ્હારાજેવા વિદ્યાધરોનુ સર્વત્ર સન્માન થાય.

**ભૂપાલ**—અસ્તુ. (વિદ્યાધર પ્રણામ કરી માથે હાથ મુકેછે, અને પછી એક બાજુ ઉભો રેહેછે.)

**સત્ત્વવર્મા**—ભગિની સુભદ્રા, પ્રિય પુત્રીનુ દાન કર્યાપછી કુલ વધૂને આશીર્વાદ એ શિષ્ટસંપ્રદાય છે, માટે હવે આજની ક્રિયા પરિપૂર્ણ થતાં મહારાજાધિરાજ તમારા ઉપર પોતાની કૃપા મમતા દર્શાવવા ઉત્સુક થઈ રહ્યા છે, માટે સમીપ આવી પિતાજીને પ્રણામ કરો.

**સુભદ્રા**—(નીચુ વદન રાખી તથા હાથ જોડી સમીપ ઉભી રેહેછે.) જેમ આજ્ઞા.

**ભૂપાલ**—(ઉભા થઇને–સર્વ સભા પણ ઉભી થાયછે) અખંડ સૌભાગ્યવતી,

(રોળા વૃત્ત.)

દિન દિન નૂતન રૂપ રંગ શીતોષ્મા ધારે,
વિધ વિધ સુખની વાસ વધે, જીવન વિસ્તારે,
વિણમાગ્યે ઝટ પુરે, કોડ ચંચળ મનકેરો,
કલ્પવૃક્ષ પુષ્પની કંઠમાં માળા પ્હેરો.

(પોતાના ગળાની માળા ઉતારી સુભદ્રાને પેહેરાવે છે, સુભદ્રા નમન કરેછે) પુત્રી, હવે કંઈ વિશેષ માગવાનુ છે?

**વિદ્યાધર**—જેટલુ માગ્યુ હતુ તે તો મળ્યુ, વિશેષમાં જે જોઈએ તે મળે એવી હૈયામાં માળા રાખી, તો હવે શું માગવાનુ છે?

**સુભદ્રા**—પિતાજી, મ્હારી સર્વ મનકામનાની સિદ્ધિ આપે કરી છે. દુર્જનનો ક્ષય, સજ્જનનો જય, અમર કીર્તિનાં લગ્ન, ધર્મનો યોગ ઇત્યાદિ, હિત–પરંપરાથી આપે ઉપકૃત કરી છે. કષ્ટસમયની મ્હારી સ્તુતિ આપે અક્ષરશઃ સ્વીકારી છે, હવે શું માગુ? છતાં પણ આપની આશિષ્ આપવાની ઇચ્છા છે તો એટલુ આપો કે,

(સ્રગ્ધરા વૃત્ત.)

વિદ્યાની ઉચ્ચ તૃષ્ણા, જનહિત કરવા, શૌર્યની ત્યાગશક્તિ,
શ્રદ્ધા સત્યે, સુધર્મે અનવરતરતિ, સિદ્ધની શુદ્ધ ભક્તિ,
ધી, શ્રી, ને ધૈર્ય શ્રેયઃ, સુકૃતિ સુજનને, સત્ત્વને દિવ્ય કાન્તિ,
આપો કૈવલ્યદાતા, સદય હૃદયથી, આપ્તને ચિત્ત–શાન્તિ.

**ભૂપાલ**—તથાસ્તુ.— (સર્વ જાયછે.)

**સાતમો અંક સમાપ્ત.**

## (શ્રી અમરસત્ર નાટક સમાપ્ત.)

